પ્રજ્ઞ પત્રિકા નં. ૩.

કલકત્તામાં ભરાયલી

# મી અખિલ ભારતવર્ષીય મુસલમાન કેળવણી પરિષદ્‌ના

પ્રમુખ

મી. એમ. એ. એન. હૈદરી, બી. એ., નું

# ભાષણ.

ભાષાંતર કર્ત્તા

ભરતરામ ભાનુસુખરામ મહેતા.

વડોદરા.

ગુજરાત કેળવણી મંડલ તરફથી પ્રકટ કરનાર

અમૃતલાલ વી. ઠક્કર.

દાદાભાઈ લાયબ્રેરી—અમદાવાદ.

૧૯૧૮.

આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦.

કિંમત ૦-૧-૦.

# બિસમિલ્લાહ એ રહેમાન એ રહીમ.



## બાનુઓ અને ગૃહસ્થો,

અખિલ ભારતવર્ષીય મુસલમાન કેળવણી પરિષદ્દની એકત્રીસમી બેઠકના પ્રમુખ તરીકે મને બોલાવવા માટે તમારો ખરા જીગરનો આભાર માનવો એ હું આ પ્રસંગે મારી પહેલી ફરજ ગણું છું. કેળવણીના પ્રશ્નોના લગભગ વીસ વર્ષના પરિચયથી, અને તેમાં વળી હૈદ્રાબાદના કેળવણી ખાતા સાથેના મારા સંબંધને લીધે તે પરિચય થોડાં વરસથી ખાસ કરીને વધારે ગાઢ થયો છે તેથી આ દેશની રાષ્ટ્રીય પ્રગતિના એકના એક મુખ્ય સાધન તરીકે કેળવણીની જરૂર વિષે મારા મન ઉપર વધારે ને વધારે ઉંડી અસર થતી ગઇ છે, અને આટલાં વર્ષ દરમ્યાન એટલી તો ખાત્રી ધીમે ધીમે દૃઢ થતી ગઇ છે, કે હિન્દના પુત્રો સ્વદેશને જો કોઇ મોટામાં મોટી અને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ સેવા કરી શકે એમ હોય, તો તે અજ્ઞાન ને નિરક્ષરતાના અંધકારને ઓછો કરવામાં જે સેવા કારણભૂત નીવડે તે જ સેવા ગણી શકાય. એટલા માટે, હિન્દુસ્તાનના બધા ભાગોમાંથી એકત્ર થયલા મુસલમાન પ્રતિનિધિઓની આ સભાના પ્રમુખપદ માટે તમારા તરફથી મને જે માયાળુ નિમંત્રણ કરવામાં આવ્યું છે તેને હું મારે ભાગે આવતું ઉચ્ચોચ્ચ માન ગણું છું, અને ફરીથી તમારો ઉંડામાં ઉંડો ઉપકાર માનું છું.

તેમ છતાં, ગૃહસ્થો, ભૂતકાળમાં જે જે પ્રખ્યાત વ્યક્તિઓએ આ પ્રમુખસ્થાન શોભાવ્યું છે તેમની લાંબી નામાવલિ તરફ જ્યારે હું નજર ફેરવું છું, ત્યારે છેક છેલ્લી ઘડીએ આવી ઉન્નત પદવીની

જવાબદારી સ્વીકારવામાં મેં ઉદ્ધત સાહસ કર્યું છે એમ મને લાગે છે, એ હું કબુલ કરૂં છું. ખરેખર હું મારા ખરા હૃદયથી ઇચ્છું છું, કે આ વર્ષે આપણા અધિવેશનનું પ્રમુખપદ આપણા પ્રજ્ઞ દેશભક્ત સર અસુતોષ મુકરજી લઇ શકયા હોત, તો સારૂં થાત. તેમણે વિસ્તૃત કેળવણી લીધી છે, તેઓ પરમ પંડિત છે, તેઓ અનુભવી સંસ્કારી છે, તેમણે લગભગ પા સદી સુધી બંગાળામાં ઉચ્ચ કેળવણીના ભવિષ્યને વસ્તુતઃ વલણ આપ્યું છે. એવા એ ગૃહસ્થ આપણા કેળવણીના પ્રશ્નો વિષે નિષ્પક્ષપાત વિચાર ચલાવી શકયા હોત, અને પોતાની કિમ્મતી સલાહનો લાભ આપણને આપી શકયા હોત. વળી જે બે જાતિઓની સમાન પ્રગતિ, તથા જેમનું પરસ્પર સહકાર્ય, સમસ્ત દેશની પ્રગતિને અત્યંત આવશ્યક છે, તે બે જાતિઓનો મૈત્રીભાવ કેળવણી–સૃષ્ટિમાં એમના પ્રમુખપદથી સધાયો હોત. આમ છતાં, અત્યારે તો તમે મને જ પસંદ કર્યો છે, તો તમારા સુપ્રસિદ્ધ સૌજન્ય અને અનુગ્રહ ઉપર આધાર રાખીને હું તમારા નિર્ણયને તાબે થાઉં છું; મારામાં જેટલી શક્તિ છે તેટલી શક્તિવડે મારી જાતિની અને મારા દેશની મારાથી બની શકે એટલી સેવા બજાવવાની મારી યથાર્થતાની તથા ઇચ્છાની શક્તિનો વિચાર કરીને તમે મારી ઉણપ માફ કરશો એવી મારી ખાત્રી છે.

ગૃહસ્થો, જે સમયે હિન્દુસ્તાન, જગતના બીજા ભાગોની સાથે સાથે પોતાના ઇતિહાસનાં મોટામાં મોટાં સંકટમાંથી પસાર થાય છે, જે સમયે નીતિની અને આદર્શની કિમ્મત આંકવાનાં બધા જુના ઉપાયો બારીક સંશોધનને આધિન થઇ રહ્યા છે, જે સમયે કતલ થતી માનવજાતિની ચીસકારીથી આપણાં હૃદય હલમલી ઉઠે છે, છતાં જે નિર્જનતામાંથી, કષ્ટમાંથી અને દિલગીરીમાંથી આપણે હાલ પસાર

થઇએ છીએ તેમાંથી મનુ બાળકોને માટે નવીન સ્વર્ગ અને નવીન પૃથ્વી ઉદ્દભવશે એવી આપણુને ઉચ્ચ આશા રહે છે, તેવા કટોકટીના સમયે આપણે આજે અહીં મળીએ છીએ. હાલમાં ચાલતી વિનાશક લડાઇ તરફથી દુનિયાને જે અનેક મુશ્કેલીઓ વારસામાં મળવાની છે તે મુશ્કેલીઓ સામે ફતેહમંદ રીતે ટક્કર ઝીલવાની તક તો માત્ર ઉત્તમોત્તમ કેળવાયલી પ્રજાઓને જ મળે એમ છે, એવી બધાને જે ખાત્રી થઇ છે તેને પરિણામે બધા દેશોમાં કેળવણીના પ્રશ્નો ઉપર જે ઘણું જ વધતું જતું ધ્યાન આપવામાં આવે છે તે આ સમયનું એક અત્યંત અપૂર્વ દર્શન છે. હિન્દુસ્તાનમાં આપણે કેળવણીની બાબતમાં પાછળ પડી જઇએ તે પાલવે એમ નથી. અત્યારે તો આપણે, અને તેમાં ખાસ કરીને હિન્દુસ્તાનના આપણે મુસલમાનો, કેળવણીની બાબતમાં પશ્ચિમની પ્રજાઓથી ઘણા પાછળ પડી ગયા છીએ, અને હવે જો આપણે વધારે આળસ કરીશું, તો પરિણામે રાષ્ટ્રીય વિનાશ જ સમજી લેવો.

## ભલાની ભલી યાદમાં.

ગૃહસ્થો, હાલની તકે જેમની સલાહ અને દોરવણી આપણુને ઉલ્લાસ બક્ષવામાં અચુક ઉપયોગી થઇ પડત, એવા અનેક કિમ્મતી મિત્રો આપણે છેલ્લા બાર માસમાં ખોઇ બેઠા છીએ. સૌથી પહેલાં તો હું મહર્ષિ દાદાભાઇ નવરોજીનું નામ સ્મરણ કરીશ. એમણે માતૃભૂમિની સેવામાં પોતાની વિવિધ શક્તિઓનો ખરેખરા ધાર્મિક અર્થમાં અભિષેક કર્યો હતો. ચારિત્રમાં પ્રથમ ગણાતા અને સિદ્ધિમાં પ્રથમ મનાતા એ ગૃહસ્થનું નામ કેળવણીને લગતી સભામાં યાદ કરવું એ રાષ્ટ્રીય કે રાજકીય સભામાં યાદ કરવું તેના કરતાં ઓછું યથાર્થ નથી

જ. રાતો રેશમી જામો પહેનાર, જે ધોળી દાઢીવાળા ગૃહસ્થને, ચોપાટી ઉપરના બગીચામાં હવા ખાતા અમે નિશાળીઆ તરીકે મળતા, અને જેઓને અમે "દાદાભાઇ **માસ્તર**" તરીકે ઓળખતા, તે માનનીય ગૃહસ્થને હું કદી પણ ભૂલી શકું એમ નથી. તેઓ શિક્ષક તરીકે જન્મ્યા હતા, અને પોતાની જીંદગીની છેક છેલ્લી ઘડી સુધી શિક્ષક જ રહ્યા હતા. તેમની કારકીર્દિની શરૂઆતમાં તેઓ ગણિતના અધ્યાપક હતા, પણ પાછળથી, તિરસ્કાર ઉપર નહિ પણ પ્રેમ ઉપર ટકી રહેલા, સંપ્રદાયિક સ્વાર્થ ઉપર નહિ પણ જગન્મિત્ર તરીકેની સહાનુભૂતિ ઉપર અવલંબી રહેલા, સત્યાર્થે હિન્દી રાષ્ટ્રીય-ત્વના તેઓ ખરેખરા સ્થાપક નીવડયા હતા. એનું એ સાત્વિક સ્વા-તંત્ર્ય, એની એ નિર્મળ સહૃદયતા, એનું એ ગંભીર માધુર્ય, અને સાથે સાથે એની એ મક્કમ અડગતા ધરાવનાર બીજો આગેવાન પુરૂષ આપણને ફરી ક્યાં મળશે? એમની બાબત બોલતાં મને લાગે છે કે, આપણી પરિષદ્‌ના સુવિખ્યાત સ્થાપક **સર સૈયદ એહેમદ** સાથેની એમની પહેલી મુલાકાતના રસમય વર્ણનનો ઉલ્લેખ કર્યા વિના આ અવસરને મારાથી પસાર થવા દેવાશે નહિ. અગિયાર વર્ષ પહેલાં આજ શહેરમાં ભરાયલા રાષ્ટ્રીય સમાજ સમક્ષ અપાયલા એમના ઐતિહાસિક ભાષણમાં એમણે આ વર્ણન આપ્યું હતું.

મી. દાદાભાઇએ કહ્યું હતું કે, "**સર સૈયદ એહેમદ** હાડોહાડ સ્વદેશાભિમાની હતા. એમની અને મારી વચ્ચે બનેલા એક પ્રસંગનો હું અહીં ઉલ્લેખ કરીશ. એમણે ઇંગ્લાંડની મુલાકાત લીધી, ત્યારે અમને સર સી. વિન્ગફીલ્ડના ઘરમાં એકઠા થવાનો જોગ મળ્યો. તેઓ પોતાના મિત્રો સાથે બેઠા હતા, એવામાં મને એ જ ખંડમાં તેડી જવામાં આવ્યો. મને ઓળખીને એમના મિત્રો પૈકી એક મિત્રે એમની

સાથે મારું ઓળખાણુ કરાવ્યું. એમણે મારું નામ સાંભળ્યું કે તરત જ મારી સાથે એકદમ જબરી બાથ ભીડી, અને પોતાને ઘણો આનંદ થયો એમ જણાવ્યું. એક પ્રજા તરીકે આખા હિંદુસ્તાનનું હિત એમને હૈડે વસી રહ્યું હતું, એ હું અનેક રીતે જાણતો હતો. તેઓ મહાન્ અને ઉદાર ચિત્ત ધરાવનારા સ્વદેશાભિમાની હતા. થોડા વખત ઉપર મેં જ્યારે એમનું જીવનચરિત્ર વાંચ્યું, ત્યારે મારામાં ઉલ્લાસ સાથે એમને માટે માન અને પ્રેમ ઉત્પન્ન થયાં.એમના જીવનચરિત્રની મારી નકલ મને હાથ લાગતી ન હોવાથી હું ગઇ તારીખ ૧૨ મી ઑક્ટોબરના 'ઇન્ડિયા' પત્રમાં સર હેન્રિ કૉટન તરફથી પ્રસિદ્ધ થયલા લેખમાંથી એમના કેટલાક વિચારો ફરીથી કહી સંભળાવવાની તક લઉં છું.

"તેમણે કહ્યું હતું કે, 'મુસલમાનો અને હિન્દુઓ હિન્દુસ્તાનની બે આંખો છે. એકને ઇજા કરી એટલે બીજીને ઇજા થઇ જ સમજવી. આપણે હૃદયથી અને આત્માથી એક થવાનો તથા સંપીને કામ કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. આપણે જો સંયુક્ત રહીશું તો એક બીજાને આધાર આપી શકીશું, અને નહિ તો એકની વિરુદ્ધ બીજાની પ્રવૃત્તિને પરિણામે બન્નેનો નાશ અને બન્નેની પડતી થઇ જશે."

"તેમને કોઇનામાં પાણી માલુમ પડતું, તો તેઓ તેની કદર કરતા, અને ખુલ્લી રીતે પોતાના વિચાર કહી બતાવતા. તેમણે કહ્યું હતું કેઃ—

'હું તમને ખાત્રીથી કહું છું કે, આપણા દેશમાં જો કોઇ માટે આપણે મગરૂર થવા જેવું હોય, તો તે બંગાળી લોકો જ છે; અને આપણા દેશમાં જ્ઞાન, સ્વાતંત્ર્ય અને સ્વદેશાભિમાન પ્રગતિ પામ્યાં છે

તે માત્ર તેમને લીધે જ છે. હું ખરેખર કહી શકું છું કે, હિન્દુ ધર્મની બધી જાતિઓના તેઓ ખરેખરા પ્રમુખ અને મુગટ રૂપ છે. 'પ્રજા' શબ્દમાં હું હિન્દુઓ અને મુસલમાનો ઉભયનો સમાવેશ કરૂં છું, કારણ કે એ શબ્દનો એટલો જ અર્થ હું કરી શકું છું.'

"એ મહાન્ પુરૂષની આવી પ્રજ્ઞ અને સ્વદેશાભિમાની સલાહ હતી, અને મને આશા છે કે, મુસલમાન મિત્રો એ સલાહ પોતાના અંતરમાં ઉતારશે."

ગૃહસ્થો, અર્વાચીન હિન્દુસ્તાનના મોટામાં મોટા મુસલમાન આગેવાનના આ જે શબ્દો હિંદુસ્તાનના સુપ્રસિદ્ધ પુત્રો પૈકી બીજા એક પુત્રે ટાંકયા છે, અને દઢ કર્યા છે, તે શબ્દો આપણે અંતરમાં ઉતારવા અને કદી પણ ભૂલવા નહિ. એક હિન્દી સ્વદેશાભિમાની તરીકે સર સૈયદ એહેમદની બુદ્ધિ કેટલી ભવિષ્યવાદી હતી તે એમણે કરેલી બંગાળાના લોકોની આ ઉદાર તારીફ બતાવી આપે છે.

હિંદના મુસલમાનોમાં સશક્ત, પ્રમાણિક, આત્મભોગી અને સહૃદયી સેવકોની ઘણી ઓછી હારમાંથી જે મહાન સેવકે વિદાય લીધી છે તેમની તારીફ હું કયા શબ્દોથી કરૂં ? મૌલાના સૈયદ કરામત હુસેન સાથેની મારી મિત્રતાને હું મારા જીવનનો એક હક્ક ગણું છું. અને તેમની ખોટને હું છેલ્લાં કેટલાંક વર્ષ દરમ્યાન આપણી જાતિને પડેલી મોટામાં મોટી ખોટો પૈકી એક ગણું છું. તેઓ હજી વધારે જીવ્યા હોત, અને તેમણે પોતાની સલાહની મદદ આપણને આપી હોત તો કેવું સારૂં થાત ? આ સલાહ તેઓ જુની અને નવી વિદ્યાના ગાઢ જ્ઞાનને આધારે આપતા હતા; એ જ્ઞાન તેઓ નિર્ભય સ્પષ્ટતાથી અમલમાં મૂકતા હતા; એ જ્ઞાન પહેલી દૃષ્ટિએ તો સંકુચિત અને તર્કપ્રધાન લાગતું, પરંતુ જ્યારે તેને વધારે ઉંડા ઉતરી તપાસવામાં આવતું, ત્યારે

તેમાં કલ્પનાની અને સહાનુભૂતિની વિસ્તૃત સૃષ્ટિ બહાર પડી આવતી. રાષ્ટ્રીય મોક્ષના એક સાધન તરીકે સ્ત્રીઓની કેળવણીનું જે કાર્ય એમને હૈડે વસી રહ્યું હતું, તે બર લાવવાના અડગ હેતુથી તેઓ દરવેશ જેવું જે તદ્દન સાદું જીવન ગાળતા તે જીવન વધારે ને વધારે એવા આદર્શ વિનાના થતા જતા આપણા જમાનાને અમૂલ્ય વારસારૂપ છે.

હવે, એવા એક ગૃહસ્થની ખોટ વિષે હું અહીં ઉલ્લેખ કરવા માગું છું કે જે ગૃહસ્થ આપણા દેશના આ ભાગમાં જાણીતા નથી, તેમ જ જે પ્રાન્તમાં તેમણે પોતાના જીવનનો ઘણોખરો વખત ગાળ્યો હતો તે પ્રાન્તમાં પણ નવા જમાનાના યુવાનોને જેઓ બહુ જાણીતા નથી રહ્યા, તે છતાં લૉર્ડ રિપનના તથા કેળવણી કમિશનના જેવા ઇતિહાસના ઉપયોગી સમય દરમ્યાન હિન્દુસ્તાનની કેળવણીમાં જે કાંઈ મહાન્ અને વિશિષ્ટ હતું તે બધું એ ગૃહસ્થનું કાર્યસ્થાન ગણવામાં આવતું હતું.

હવે મુંબઇની એલ્ફિન્સ્ટન મહાપાઠશાળાના અધ્યાપક વર્ડ્ઝવર્થના સંસ્કારોને હાલની ઘણીખરી સર્વોત્તમ પ્રગતિમય અને લાભદાયક હીલચાલો આભારી છે. તેલંગ અને ગોખલે ઉપર તેમ જે પુરૂષોએ જમશેદજી નસરવાનજી તાતાનાં સાહસોને સર્વોત્તમ આર્થિક ફત્તેહ તથા ઉન્નતમાં ઉન્નત સ્વદેશાભિમાન એ બન્નેના સંયોગનાં એકાર્થી બનાવ્યાં હતાં તેમના ઉપર વર્ડ્ઝવર્થનો જે અસાધારણ અધિકાર હતો તે દ્વારા તેમણે આ સંસ્કારો જમાવ્યા હતા. અધ્યાપક વર્ડ્ઝવર્થની માનસિક તેમ જ નૈતિક શક્તિ ધરાવનારા યુરોપિયન લોકો હિંદુસ્તાનમાં કેળવણીની નોકરીમાં ચાલુ રહ્યા હોત, પોતાના ઉત્કૃષ્ટ પાંડિત્યથી સન્માન મેળવનારા, યુવાન હિન્દની આશાઓ અને મહેચ્છાઓ સાથે પોતાની ઉંડી અને ખરી સહાનુભૂતિથી પ્રેમ

પ્રાપ્ત કરનારા ગૃહસ્થો રહ્યા હોત, પોતાની જાતને અમુક ખાતાના નોકરો તરીકે માત્ર અમલદાર જ ન માનનારા પણ દેશની બધી પ્રગતિમય હીલચાલોમાં પોતાની મદદનો ફાળો આપવાને હંમેશ તત્પર રહેનારા ખરા શિક્ષકો અને આગેવાનો ગણનારા ગૃહસ્થો રહ્યા હોત, આપણા જીવનના સૌથી વધારે શિક્ષણ ગ્રહણ કરી શકે એવા સમય દરમ્યાન જીવનના સ્વાતંત્ર્ય તથા વિસ્તાર માટે લડત ચલાવનારા વિશાળ હૃદયી યુરોપિયન ગૃહસ્થોના જીવન્ત દૃષ્ટાન્ત રૂપે ગણાય એવા ગૃહસ્થો ચાલુ રહ્યા હોત, તો યુવાન હિન્દના ઇતિહાસના જે અંધકારમય તથા દયાજનક પ્રકરણને આપણે જેમ અને તેમ વહેલું નાબૂદ કરવાનો ખરા હૃદયથી પ્રયત્ન કરવાનો છે તે પ્રકરણ કદી પણ આલેખાયું ન હોત.

## બિનાઓના અભ્યાસની જરૂર.

મુસલમાનોની કેળવણીના પ્રશ્નો હાથ ધરતાં એક ગંભીર મુશ્કેલી મારી સામે આવીને ઉભી રહે છે, અને તે એ છે કે આ બાબતના આંકડાઓ કાંઇ પણ વિસ્તૃત અને ચોક્કસ રૂપમાં હાલ મળી શકે એમ નથી. તમારૂં આમંત્રણ મને વહેલું મળ્યું હોત તો આ ખોટને પહોંચી વળવાનો મેં કદાચ પ્રયત્ન કર્યો હોત, અથવા કંઇ નહિ તો એ પહેલું તો શિક્ષણના જુદા જુદા ક્રમમાં તેમજ ખાસ અને ધંધાદારી કેળવણીની જુદી જુદી શાખાઓમાં જુદા જુદા પ્રાન્તોના મુસલમાનો ખરૂં જોતાં કેટલા આગળ વધ્યા છે તે અને બીજું બીજી જ્ઞાતિઓ સાથે સરખાવતાં પ્રગતિનો દર પ્રમાણમાં કેટલો રહ્યો છે તે નક્કી કરી લેવાનો મેં પ્રયત્ન કર્યો હોત. આપણી અને એમની વચ્ચે અજ્ઞાનનું અંતર વધતું જાય છે કે ઘટતું જાય છે તે, તથા બીજી જ્ઞાતિઓમાંના આપણા સ્વદેશી બંધુઓની કેળવણી વિષયક

 

દરજ્જાની પાસેને પાસે આપણે આવતા જઇએ છીએ કે નહિ, તેમજ આપણે આપણી સમાન ભૂમિના ભવિષ્યને દોરવાનો તથા કાબૂમાં રાખવાનો સરખો ભાર ખેંચવાને યોગ્ય બનતા જઇએ છીએ કે નહિ તે આથી આપણે નક્કી કરી શકયા હોત. આંકડાઓના સંપૂર્ણ વિસ્તૃત અને ચોક્કસ અભ્યાસની તથા આ પરિષદ્ તરફથી આ પ્રકારની નિયમિત પત્રિકા પ્રસિદ્ધિની અત્યંત જરૂર વિષે હું જેટલો ભાર દઇને આગ્રહ કરૂં તેટલો ઓછો છે; કેમકે આપણે કઇ સ્થિતિમાં છીએ તે તથા જે રસ્તો આપણે કાપવાનો છે તે કેટલો લાંબો છે, તે જ્યાંસુધી આપણે બરાબર જાણતા ન હોઇએ ત્યાં સુધી કયા પ્રશ્નો ઉપર આપણે ધ્યાન આપવાનું છે, કયા ઉપાયો કોઇ પણ રીતે ફત્તેહમંદ નીવડે એમ છે, આપણો આદર્શ સાધવાને શી તજવીજ આપણે કરવી જોઇએ, તે ખોળી કાઢવાનું આપણાથી બની શકે એમ નથી. ગૃહસ્થો, આવા કામને માટે એ તો જરૂરનું છે કે, અમુક સંખ્યાબંધ અભ્યાસીઓને રોકી રાખવા જોઇએ, અને તે પૈકી દરેકને માટે તપાસની જે એક શાખા ખાસ મુકરર કરી રાખવામાં આવી હોય તે શાખાના ધ્યાનપૂર્વક અભ્યાસ પાછળ તેણે મચ્યા રહેવું જોઇએ. નામદાર સરકાર મહારાજા નિઝામ તરફથી કેળવણી માટે જે કંઇ કરવામાં આવ્યું છે તેને લીધે, કે મનુષ્યોનાં દુઃખનું નિવારણ કરવામાં તેમણે જે કંઇ ફાળો આપ્યો છે તેને લીધે, સમસ્ત હિન્દુસ્તાન અને તેમાં ખાસ કરીને મુસલમાની હિન્દુસ્તાન તેમનું અત્યંત ઋણિ છે. એ મહારાજાની સખાવતને પરિણામે આપણી પરિષદ્ હવે કાયમના પાયા ઉપર ગોઠવાઇ ગયેલી હોવાથી, આ પ્રકારના અવલોકનની ગેરહાજરી માટે ભવિષ્યમાં હવે કોઈ બ્હાનું ચાલે એમ નથી.

**થોડાક આંકડા.**

તેમ છતાં, જે કંઇ થોડા આંકડા હું એકઠા કરી શક્યો છું તે ઉપરથી નીચે પ્રમાણે જણાઇ આવે છે. બ્રિટિશ હિન્દુસ્તાનમાંની કેળવણીના આંકડાઓ વિષેના છેલ્લામાં છેલ્લા પત્રક ઉપરથી જણાય છે કે, પ્રજાકીય કે ખાનગી કેળવણી વિષયક સંસ્થાઓમાં મુસલમાન છોકરાઓની મોઘમ સંખ્યા, જ્યારે ૧૯૧૨ માં ૧૩,૫૦,૦૦૦ હતી, અને છોકરીઓની સંખ્યા ૨,૨૦,૦૦૦ હતી, ત્યારે ૩૧ મી માર્ચ ૧૯૧૬ ને રોજ એ સંખ્યા અનુક્રમે ૧૫,૦૦,૦૦૦ અને ૨,૭૫,૦૦૦ હતી. શિક્ષણ લેતી છોકરીઓની સંખ્યામાં થયેલો વધારો ખાસ કરીને સંતોષકારક છે, પણ તે એટલો બધો નથી, કે આપણે તેથી ફુલાઇ જઇ શકીએ. બ્રિટિશ હિન્દુસ્તાનની મુસલમાન વસ્તી ૫,૭૫,૦૦,૦૦૦ જેટલી છે, અને પુરૂષ તેમ જ સ્ત્રી વિદ્યાર્થીઓના આંકડા એક સાથે લઇએ તો નિશાળે જતાં બાળકો અને નિશાળે જવા લાયક ઉમ્મરવાળા બાળકો વચ્ચેનું પ્રમાણ પંદર ટકા જેટલા રૂઢ પ્રમાણ કરતાં પણ ઓછું આવે છે. ગમે તેમ હો, પરંતુ હિન્દુસ્તાનમાં કુલ વસ્તીની, તથા નિશાળે જવા લાયક ઉમ્મરવાળાં બાળકોની વચ્ચેના સેંકડાના પ્રમાણ કરતાં આ રૂઢ સેંકડાનું પ્રમાણ ઘણું ઓછું છે, એમ માનવાનાં સબળ કારણો પણ છે. તમારા શહેર ( કલકત્તા ) માંથી પ્રસિદ્ધ થતા ઉત્તમોત્તમ માસિક પત્ર ' મૉડર્ન રિવ્યુ ' ના છેવટના એક અંકમાં ત્રાવણકોર–રાજ્યતંત્રના અહેવાલમાંથી એક ફકરો ઉતારી લેવામા આવ્યો હતો, તેમાં બતાવ્યું છે કે નિશાળે જવા લાયક ઉમ્મરવાળાં બાળકોનું પંદર ટકા જેટલું જે પ્રમાણ સાધારણ રીતે બતાવવામાં આવે છે તેનો અંદાજ ભૂલથી ઘણો ઓછો કઢાયો જણાય છે.

અહેવાલમાં એમ જણાવ્યું છે કે, " આ ઉપરથી એટલું તો

જણાશે કે ઉક્ત તાલુકાઓમાં શિક્ષણ લેતા વિદ્યાર્થીઓનું પ્રમાણ ૧૦૦ કરતાં વધારે ટકા આવતું હતું. નિશાળે જવા લાયક ઉમ્મરવાળાં બાળકોનું વસ્તીના પંદર ટકા જેટલું પ્રમાણ જે પ્રમાણે અન્યત્ર કંઇ પણ આધાર વગર સ્વીકારવામાં આવે છે તે પ્રમાણે અહીં પણ સ્વીકારાયાથી આ દેખીતી અશકયતા થવા પામી છે."

નિશાળે જવા લાયક ઉમ્મરવાળાં બાળકોની સંખ્યા વસ્તીના પચ્ચીસ ટકા જેટલી ગણીને આ અહેવાલ તે પછી શિક્ષણ લેતા વિદ્યાર્થીઓનું સેંકડાનું પ્રમાણ આપે છે. હિન્દુસ્તાનમાં જન્મ પ્રમાણ ઘણું વધારે છે એ બિના ધ્યાનમાં રાખતાં કુલ વસ્તીના પંદર ટકા કરતાં નિશાળે જવા લાયક ઉમ્મરવાળી વસ્તીનું પ્રમાણ વધારે છે, એ વાત સ્વીકારવી યોગ્ય લાગે છે. જો આ પ્રમાણે કરવામાં આવે, તો જણાશે કે પોતાના બાળકોની કેળવણીની બાબતમાં મુસલમાન કોમ ઘણી પછાત છે, એટલું જ નહિ પણ સામાન્ય રીતે ધારવામાં આવે છે, તેના કરતાં ખરૂં જોતાં તે ઘણી વધારે પછાત પડી રહી છે.

ગૃહસ્થો, આ કુલ આંકડાએ નિરાશાજનક તો છે જ; પણ કેળવણીના વિવિધ ક્રમ પ્રમાણે તે આંકડાઓનું પૃથક્કરણ કરવા જઈએ છીએ, તો એથી પણ વધારે નિરાશા ઉત્પન્ન થાય છે. આપણા કુલ વિદ્યાર્થીઓ પૈકી માત્ર ૬૦૦૦ વિદ્યાર્થીઓજ મહાપાઠશાળામાં ભણે છે, અને આશરે ૨,૦૦,૦૦૦ વિદ્યાર્થીઓ જ માધ્યમિક શાળાઓમાં શિક્ષણ લે છે. બાકીના બધા પ્રાથમિક શાળાઓમાં જ હતા. પ્રાથમિક શાળાઓમાં ભણતા એવા વિદ્યાર્થીઓની સંખ્યા આશરે ૧૨,૪૦,૦૦૦ હતી. આ બાબતમાં જો વધારે ઉંડા ઉતરીએ, તો મને બ્હીક રહે છે કે પ્રાથમિક શાળાઓમાંના વિદ્યાર્થીઓ પણ મોટે ભાગે પ્રાવેશિક કે નિમ્ન પ્રાથમિક તબક્કા કરતાં આગળ વધેલા જણાશે નહિ. બ્રિટિશ હિન્દુ-

સ્તાનની વસ્તીનો પાંચમા ભાગ જેટલી મુસલમાનોની સંખ્યા છે, અને મહાપાઠશાળામાં કેળવણી લેતા કુલ અને મુસલમાન વિદ્યાર્થીઓની સંખ્યા વચ્ચેનું પ્રમાણ એકનવમાંશ કરતાં પણ ઓછું જણાયું હતું; જ્યારે માધ્યમિક શાળાઓમાંના કુલ અને મુસલમાન વિદ્યાર્થીઓ વચ્ચેનું પ્રમાણ એક પંચમાંશ કરતાં પણ ઓછું માલુમ પડયું હતું.

આમ છતાં, એટલું ખાસ ધ્યાનમાં રાખવા લાયક છે કે, ખાસ સંસ્થાઓમાં જતા વિદ્યાર્થીઓના પચાશ ટકા કરતાં વધારે સંખ્યામાં મુસલમાની વિદ્યાર્થીઓ હતા. આ મુદ્દો અત્યંત અગત્યનો હોવાથી, હું અહીં ખરેખરા આંકડા આપું છું. સરકાર તરફથી જેને ખાસ કેળવણી કહેવામાં આવે છે તે કેળવણી આપનારી ધંધાદારી શાળાઓમાં અને તેવી કેળવણી આપનારાં કળાભવનોમાં ૧૯૧૬ના માર્ચ મહિનાની આખર તારીખે બધી જ્ઞાતિઓના મળીને ૧,૬૧,૩૦૮ વિદ્યાર્થીઓ હતા. એ પૈકી ૮૭,૧૭૦ તો એકલા મુસલમાન હતા. આ આંકડાઓની અગત્ય એવી જણાય છે કે, માધ્યમિક કેળવણીની બાબતમાં, શાળાઓની પૂરતી સંખ્યાની ખોટને લીધે, તથા વધતું જતું વધારે ને વધારે જે માસિક લવાજમ લેવામાં આવે છે તેને લીધે, આપણે સોષવું પડે છે. ગૃહસ્થો, બીજી જ્ઞાતિઓને એનું જેટલું મહત્વ છે તેના કરતાં આપણને એનું વધારે મહત્વ છે. મોટા પ્રમાણમાં આપણા યુવકો શારદાપીઠના પદ સુધી પોતાની કેળવણીમાં હાલ ચાલુ રહેતા નથી. તેઓ માધ્યમિક પદથી ભણવાનું છોડી દે છે, અને કોઇ ધંધામાં પડવા માટે કેળવણી લેવા સારૂ ખાસ શાળાઓનો આશરો લે છે. આ ઉપરથી એટલું જણાઇ આવે છે કે, માધ્યમિક કેળવણીનું ધોરણ સુધારનાર, તથા બધા વર્ગોને તે કેળવણી સહેલાઇથી મળી શકે એવી બનાવનાર તરીકે ગણાતો દરેક ઇલાજ બીજી જ્ઞાતિઓના

યુવકો કરતાં આપણી કોમના યુવકોને પ્રમાણમાં વધારે ફાયદો આપે એ બને એમ છે; તેમાં ખાસ કરીને જેમને આપણી શારદાપીઠો અને મહાપાઠશાળાઓ માટે વધારે આકર્ષણ છે તેમને તો તે વધારે ફાયદો આપે એ શક્ય જણાય છે. શારદાપીઠના એક સભાસદ તરીકે બોલતાં મને એટલી દિલગીરી થયા વિના નથી રહેતી કે, આપણા યુવકોએ શારદાનીપીઠની કેળવણીના અનેક ફાયદાઓનો અત્યાર સુધીમાં જે લાભ લીધો છે તેના કરતાં ઘણાજ વધારે પ્રમાણમાં લાભ લીધો નથી. જો કે અહીં તહીં કોઇ જાત મહેનતથી આગળ વધેલો માણસ જાહેર જીવનમાં નામના મેળવે છે, તો પણ બીજી જ્ઞાતિઓના યુવકો માફક આપણા યુવકો પણ એવી ને એવી ઉચ્ચ માનસિક કેળવણી પ્રાપ્ત કરે, એ તરફ જો આપણે ધ્યાન નહિ આપીએ, તો આવા તીવ્ર હરીફાઇના સમયમાં હિન્દુસ્તાનની તેમ જ દુનિયાની બીજી જ્ઞાતિઓ સાથે આપણી કોમ પાછી ન હઠતાં સ્થિર રહે, એ અશક્ય જ છે. કેળવણીની બાબતમાં મોટા આધારરૂપ ગણાતા લૉર્ડ હૉલ્ડેઇન થોડા વખત ઉપર એક જાહેર સભામાં બોલતાં આગ્રહપૂર્વક કહેતા હતા તે મુજબ, દેશમાંની ઉચ્ચ કેળવણી ગરીબનાં તેમજ તવંગરનાં બાળકોને ખુલ્લી હોવી જોઇએ, કારણ કે, બુદ્ધિમત્તા તવંગરનાં બાળકોમાં તેમજ ગરીબનાં બાળકોમાં સરખા પ્રમાણમાં મળી આવે છે, અને કોઇ પણ પ્રજા, પોતાનાં બાળકોમાં જે બુદ્ધિ સામર્થ્ય હોય તે વિષે, બેદરકાર રહે એ પાલવે એમ હોયજ નહિ.

## મુસલમાનો અને ઉર્દૂ.

ગૃહસ્થો, મુસલમાનોમાં કેળવણી પ્રજાપ્રિય કરવા માટે બધા પ્રાન્તોના અનુભવનું એક ખાસ લક્ષણ છે, અને હું તમારૂં લક્ષ તે તરફ દોરવા માગું છું. ઉર્દૂના જ્ઞાનના ફેલાવાની તજવીજમાં વધારો,

અને હિન્દુસ્તાનના મુસલમાનોમાં સાક્ષરતાના પ્રસારમાં વધારો, એ બે વચ્ચે કંઇક સમાનતા હોય એમ લાગે છે; અને એને પરિણામે ઉર્દુ ભાષાની તથા મુસલમાન કોમની સ્થિતિનો પ્રશ્ન હાથ ધરવો મને ઠીક લાગે છે. મુસલમાન તેમજ બીજા કેળવણીકારોએ આ પ્રશ્ન ઉપર ઘણા આતુર અને ચિંતાતુર વિચાર ચલાવ્યા છે, છતાં તેની ગુંચવણને લીધે, જુદા જુદા પ્રાન્તોની સરકાર આ બાબતમાં કોઇ નિશ્ચિત અને સિદ્ધ પદ્ધતિના નિર્ણય ઉપર આવી હોય એમ લાગતું નથી. જ્યાં પ્રજાના મોટા ભાગની કે માનનીય ન્હાના ભાગની, માતૃભાષા ઉર્દુ છે ત્યાં તો આ પ્રશ્ન ઉભો થતો નથી. જ્યાં મુસલમાનો મોટે ભાગે વસે છે, અને પોતાની શાળામાં માતૃભાષા તરીકે ઉર્દુ ભાષાને સ્વીકારવા લાગ્યા છે, એવા પંજાબ જેવાં સ્થળમાં પણ કોઇ જાતની મુશ્કેલી ઉભી થતી હોય એમ લાગતું નથી. જ્યાં મુસલમાનો ઓછી સંખ્યામાં હોય છે ત્યાંજ માત્ર મુશ્કેલી ઉભી થાય છે. જ્યાં પ્રચલિત માતૃભાષા ઉર્દુ નથી અને પ્રમાણમાં ઓછી સંખ્યામાં મુસલમાનો વસે છે, એવા પ્રાંતોમાં—મુંબાઇમાં તથા મદ્રાસમાં એ મુશ્કેલી ઉભી થાય છે. જયારે ઘણાંખરાં સ્થાનમાં ત્યાંની મુસલમાની કે હિન્દુસ્તાની ગણાતી ઉર્દુ જેમની માતૃભાષા છે એવા મુસલમાનો નહિ, પણ પોતાના હિન્દુ ભાઇઓની માતૃભાષા તે જ જેમની માતૃભાષા છે એવી મુસલમાની જ્ઞાતિઓ પણ વસે છે, ત્યારે આ પ્રશ્ન વધારે ગુંચવણ ભરેલો બને છે. કેટલાક પ્રાન્તોમાં પ્રચલિત માતૃભાષા દ્રાવીડિયન છે, અને તે પ્રાકૃતીય ગુજરાતી અને મરાઠી ભાષા માફક રચનામાં પણ, ઉર્દુને મળતી નથી એ બિનાથી આ પ્રશ્ન એથી વધારે ગુંચવણ ભરેલો થઈ પડે છે. આમ છતાં, આ બધા સ્થાનમાંના મુસલમાનો એક નહિ તો બીજા સ્વરૂપમાં પણ ઉર્દુના

શિક્ષણની માગણી કરે છે, એવું હિન્દુસ્તાનના જુદા જુદા પ્રાન્તોના કેળવણી અહેવાલો ઉઘાડું કરી આપે છે તે વાતથી હું ચકિત થઇ ગયો છું. આમ હોવાનાં કારણો ખોળી કાઢવાને દૂર જવું પડે એમ નથી. મારા ધારવા પ્રમાણે આ પવિત્ર ભૂમિની બીજી બધી કોમોની માફક મુસલમાનો પણ ધર્મને અત્યંત જરૂરી તથા પોતાનાં બાળકોને સૌથી પહેલો શીખવવા યોગ્ય વિષય ગણે છે; અને ઉર્દુ લિપિ જેવી જ ઍરેબિક લિપિમાં **કુરાન** લખાયલું હોવાથી તેમ જ મુસલમાની ધર્મ અને નીતિ વિષેનાં ઘણાંખરાં પ્રાથમિક પુસ્તકો પણ ઉર્દુ ભાષામાં લખાયલાં હોવાથી ખાસ કરીને જે પ્રાન્તોનો હું અહીં વિચાર કરૂં છું તેઓમાં વસતા મુસલમાનોના મત પ્રમાણે ઉર્દુના શિક્ષણની સાથે સાથે અમુક પ્રમાણમાં ધાર્મિક શિક્ષણ પણ જોડાવા લાગ્યું છે. વળી એ વાત પણ સિદ્ધ છે કે, ઉર્દુ ભાષા એકતાસાધક શક્તિ તરીકે ગણાવા લાગી છે; એ વિના મુસલમાની અલ્પપક્ષના નિદાન વધુ દૂરના અને વધુ છૂટા વિભાગો સામાન્ય જનસમુદાયમાં તરત જ લીન થઇ જાય.

આથી, હું ધારૂં છું કે, વિરૂદ્ધતાની કંઇ પણ બ્હીક રાખ્યા શિવાય હું કહી શકું કે દરેક શાળામાં ઉર્દુના શિક્ષણની તજવીજ થાય એવી હિન્દુસ્તાનના મુસલમાનો માગણી કરે છે, અને તેમનામાં કેળવણીનો ફેલાવો કરવાની આપણી જો પ્રમાણિક અને અકૃત્રિમ ધારણા હોય તો આ માગણી આપણે પૂરી પાડવી જોઇએ. યાદ રાખજો કે હું એમ કહેવા માગું છું કે, ઉર્દુ દ્વારા શિક્ષણ આપવાની તજવીજ નહિ, પણ ઉર્દુના શિક્ષણની તજવીજ કરવાની છે; એટલે કે જ્યાં ત્યાં પહેલી ભાષા તરીકે અથવા બીજી ભાષા તરીકે અને નહીં કે સર્વત્ર પહેલી ભાષા અથવા શિક્ષણના વાહન તરીકે ઉર્દુને યોજવાની છે. કદાચ અહીં એવો વાંધો ઉઠાવવામાં આવશે કે

પ્રગતિની શરતમાં અત્યાર સુધીનાં ઘણા જ ભારથી લધાયલા મુસલમાન વિદ્યાર્થીઓ ઉપર આથી વધારાનો ભાર મૂકાશે, પરંતુ એને માટે મારો જવાબ એ છે કે, પોતે થોડી સંખ્યામાં હોવાથી મુસલમાનોએ આ ભાર વેઠવાનો છે; આમ થવાથી જીવન કરતાં પણ કિમ્મતી એવો પોતાનો જન્મ હક્ક પોતે મેળવશે, તથા માત્ર લાકડાં વ્હેનારા અને પાણી ખેંચનારા હલકા વર્ગમાં લીન થઇ જવાની બ્હીક રાખ્યા વિના હિન્દુસ્તાનની બીજી જ્ઞાતિઓની સાથે એક સ્વમાની જ્ઞાતિ તરીકે, તેમ જ બીજા સંપ્રદાયનાં પોતાના ભાઇઓને અને પોતાની બ્હેનોને જે પ્રેમ ઉત્સાહી બનાવે છે તે કરતાં જરા પણ ઓછો ગાઢ નહિ એવા પ્રેમથી પોતાની વ્હાલી ભૂમિની સામાન્ય કેળવણીમાં પોતે પોતાનો હિસ્સો આપી શકે એવી જ્ઞાતિ તરીકે જીવન ગાળવાનો પોતાનો હક્ક પોતે મેળવશે, એવું તેઓ સારી રીતે જાણતા હોવાથી, આ વધારાનો બદલો વેઠવાને તેઓ તૈયાર છે. ગૃહસ્થો, સ્થાનિક ભાષાઓ ન શીખવી એવું કહેવાનો મારો મુદ્દો નથી એ હું અહીં સ્પષ્ટ કરવા માગું છું. આ ભાષાઓનો અભ્યાસ બીનજરૂરી ગણાય એવો વખત પણ એક વાર હતો, પરંતુ, હિન્દુ પ્રાકૃતને પોતાની માતા તરીકે સ્વીકારનાર, અરબ્બી અને ફારસી મારફત પોસાયલ, તેમ જ અંગ્રેજ રાજનીતિ મારફત પુરૂષત્વના સંપૂર્ણ કૌવતને પામેલ, હિન્દુ–મુસલમાનના ઐક્યના બાળક રૂપ ઉર્દુ ભાષાને પૂર્વ તરફના દેશોમાં અંગ્રેજોની સમજવાની હિન્દુસ્તાનની દેશી ભાષા બનાવવાને હિન્દુ, મુસલમાન અને અંગ્રેજ એક થાય, અને તેને પરિણામે આપણો રાષ્ટ્રીએ ઉદ્ધાર સરળ કરે, તેમ જ વહેલો સાધે, એ વખત હવે, ભૂલવાળી પદ્ધતિને લીધે, કે ટુંકી નજર વાળી જ્ઞાતીય ઇર્ષ્યાને લીધે, ચાલ્યો ગયો છે. હવે તો,

દરરોજના વ્યવહાર અને કામકાજ અર્થે ઘણે સ્થળે મુસલમાનોએ સ્થાનિક માતૃભાષાનું જ્ઞાન મેળવવું આવશ્યક છે; અને મુસલમાની અલ્પપક્ષમાંના હોવાનો પોતાનો હક્ક જાળવી રાખવા માટે દરેક મુસલમાને આ ભાર રાજીખુશીથી ઉપાડી લેવો જોઇએ.

બર્માંમાં કેળવણીની પ્રગતિ વિષેનો જે પંચવાર્ષિક અહેવાલ હમણાં જ આપણા હાથમાં મૂકવામાં આવ્યો છે તેમાં મુસલમાનોની કેળવણી વિષે નીચેની ટીકા મળી આવે છે. પહેલી કે બીજી ભાષા તરીકે ઉર્દુના શિક્ષણની તજવીજ માટે જ્યાં ત્યાં એક તરફથી મુસલમાનોના ભાવનું વજન, અને સ્થાનિક માતૃભાષાના શિક્ષણ માટે પક્ષપાત બતાવ્યા શિવાય, બીજી તરફથી આ ભાવને સંતોષવાની શક્યતા, એ વિષે હું જે વિવાદ કરતો આવ્યો છું તે આ ટીકાથી પુરવાર થાય છે.

ઉક્ત અહેવાલ જણાવે છે કે, "ઉર્દુ અને બર્મીઝ એ બન્ને ભાષાઓ શીખવી શકાય, પણ કઇ ભાષા પહેલું સ્થાન ભોગવશે, એ તો માત્ર દેશભાવ ઉપર આધાર રાખે છે. કેટલીક શાળાઓએ એ ફડચો ક્યારનોયે અમલમાં મૂક્યો છે. ઉપલા બર્માંમાં, અને તેમાં ખાસ કરીને ક્યુક્સિ તથા યામેથિન જીલ્લાઓમાં બર્મીઝ મુસલમાનો વસે છે; તેઓમાંના ઘણાખરા બર્મીઝ રાજાઓએ જે હિન્દી મુસારદાર લશ્કરો રોક્યાં હતાં તેમના વંશજો છે; તેઓ બર્મીઝ માતૃભાષાશાળાઓના સાધારણ અભ્યાસક્રમ સાથે ધાર્મિક કામને માટે પુરતું ઉર્દુનું શિક્ષણ પણ લે છે, આ શાળાઓ બર્મીઝ નાયબ અવેક્ષકોના હાથ નીચે છે. રંગુનમાં રહેતા કેટલાક હિન્દી મુસલમાનો બર્મીઝને વધારાની માતૃભાષા તરીકે પસંદ કરે છે, જ્યારે કેટલાક ઝરબાદી મુસલમાનો બીજી માતૃભાષા તરીકે ઉર્દુની સાથે સાથે બર્મી-

અને પોતાની પહેલી માતૃભાષા તરીકે પસંદ કરે છે, મુસલમાની શાળાઓ અને ઉર્દુ શાળાઓ, તેમ જ બર્માંઝ મુસલમાનો અને ઉર્દુ-વાસી મુસલમાનો વચ્ચેના ઘોંટાળાથી ઘણી ગેરસમજુત થવા પામી છે. આ દુભાવી પ્રશ્ન કૅરનને કંઇ અસાધ્ય લાગ્યો નથી, તો પછી કેળવણી વિષયક પ્રગતિના રસ્તામાં નડતી અડચણો ઓળંગી જવામાં મુસલમાનોને નિષ્ફળ જવાનું કંઇ કારણ નથી."

## સેવકસેનાની જરૂર.

પણ, ગૃહસ્થો, આવી પરિષદો આગળ માત્ર આ માગણી જ કીધાથી શું બસ થાય? આ માગણીને તમે કેવી રીતે અસરકારક કરવાના છો? હું કહું છું, બીજી બધી નેક મુરાદ માફક, આમાં પણ કાર્યથી અને સેવાથી, આપણી જ્ઞાતિના પ્રજામતથી, ધ્યાનપૂર્વક વિચારાયલ તથા યોગ્ય પ્રાથમિક અભ્યાસક્રમનો બોજો જેમના ઉપર નાખવાનું બની શકે એમ છે, એવી સેંકડો અને હજારો મુખતાઓ (શાળાઓ) શું આખા હિન્દુસ્તાનમાં આપણી સમક્ષ નથી? પરમાર્થી સ્થાપકોના પરોપકારી વસિયતમાંથી એમનામાંથી ઘણીખરીનું ગુજરાન ચાલે છે; અભણતાના અંધકારમાંથી મુસલમાની બાળકો મુક્ત થવા જોઇએ એવી આ સ્થાપકોની ઇચ્છાને માન અપાય એ જોવાની આપણી ફરજ છે. આ પરિષદ્ એક સેવકસેનાની વ્યવસ્થા કરે—હિન્દુસ્તાનના કોઇ મથકમાં કે એકાદ પ્રાન્તના કોઇ મુખ્ય મથકમાં, અથવા તો કોઇ જીલ્લાના એવા મથકમાં કવચિત્ એકઠા થતા લોકોની જ માત્ર સેના નહિ, પણ પોતાના ક્ષેત્રની મુસલમાની વસ્તીની હાજતોનો ધ્યાનપૂર્વક તેમજ ચોક્કસ અભ્યાસ કરે એવા, તથા પોતાની સલાહથી, પોતાના સહકાર્યથી, અને જરૂર જણાય તો ચલવળાથી તેમની મુશ્કેલીઓ દૂર કરવામાં તેમને વ્યવહારીક મદદ કર-

વાના પ્રયત્ન કરે એવા, ચોક્કસ ઠેરવેલ શહેરક્ષેત્ર દીઠ બાતમીદારોની અને ગ્રામક્ષેત્ર દીઠ સેવકોની સેનાની વ્યવસ્થા કરે—એ શું જરૂરતું નથી ? આ દેશને ખુણે ખુણે પ્રસરેલા તથા તમારા ખરા પ્રશ્નો બાબત બારોબાર મેળવેલી માહિતી ધરાવનાર, તેમ જે તે પ્રશ્નો હાથે ધરવાને અનુભવ ધરાવનાર, શાંત અને મહેનતુ સેવકોની આવી સેના જ્યાં સુધી તમે નહિ ધરાવો ત્યાં સુધી, તમે જે ઠરાવો પસાર કરો તેની સંખ્યા ભલે ગમે તેટલી હોય, અને સરકારના મગજ ઉપર તમે એ ઠરાવો ભલે ગમે તેવી છટાદાર રીતે ઠસાવો, તો પણ અજ્ઞાન વિરૂદ્ધની તમારી લડતમાં તમે બહુ પ્રગતિ કરી ગણાશે નહિ. આવી સેનાની વ્યવસ્થાને માટે તપસીલના અત્યંત ધ્યાનપૂર્વક તથા અત્યંત ખંતીલા વિસ્તારની જરૂર રહે છે, તેમ છતાં આ પરિષદ્‌ના દરેક પ્રાન્તિક તથા જીલ્લા મંડળે પણ સાથે સાથે એ વ્યવસ્થા હાથમાં લઇ લેવી જોઇએ. આ સેનામાં જેઓ પોતાનાં નામ નોંધાવશે તેમને હું ખાત્રી કરી આપું છું કે, હમણાં જ અને અહીં જ એમને જાથુનો બદલો મળી જશે; કારણ કે, સામાજીક સેવામાં તેમને જે કેળવણી મળશે તે, સુધરાઇના અને પ્રજાકીય જીવનમાં તો શું, પણ ધંધાદારી જીવનમાં પણ અગણ્ય મદદ રૂપ થઇ પડશે. ભવિષ્યનું હિન્દુસ્તાન વાતો કરનારા માટે નથી, કામ કરનારા માટે છે. મેં ઉપર જે કાર્ય પદ્ધતિની છાયા બતાવી છે તેને આધારે મુસલમાનોમાં પ્રાથમિક કેળવણી ફેલાવવા પ્રશ્નનું નિરાકરણ કરવામાં જો આ સેના પોતાની જાતને હોમશે, તો થોડા જ વખતમાં દરેક મુસલમાન બાળક ઓછામાં ઓછી એક ભાષાનું પુરતું જ્ઞાન મેળવી શકશે એમાં મને કંઇ પણ શંકા રહેતી નથી.

ઝને પોતાની પહેલી માતૃભાષા તરીકે પસંદ કરે છે, મુસલમાની શાળાઓ અને ઉર્દુ શાળાઓ, તેમ જ બર્મીઝ મુસલમાનો અને ઉર્દુ-વાસી મુસલમાનો વચ્ચેના ઘોંટાળાથી ઘણી ગેરસમજુત થવા પામી છે. આ દુભાવી પ્રશ્ન કૅરનને કંઇ અસાધ્ય લાગ્યો નથી, તો પછી કેળાવણી વિષયક પ્રગતિના રસ્તામાં નડતી અડચણો ઓળંગી જવામાં મુસલમાનોને નિષ્ફળ જવાનું કંઇ કારણ નથી."

## સેવકસેનાની જરૂર.

પણ, ગૃહસ્થો, આવી પરિષદો આગળ માત્ર આ માગણી જ કીધાથી શું બસ થાય? આ માગણીને તમે કેવી રીતે અસરકારક કરવાના છો? હું કહું છું, બીજી બધી નેક મુરાદ માફક, આમાં પણ કાર્યથી અને સેવાથી, આપણી જ્ઞાતિના પ્રજામતથી, ધ્યાનપૂર્વક વિચારાયલ તથા યોગ્ય પ્રાથમિક અભ્યાસક્રમનો બોજો જેમના ઉપર નાખવાનું બની શકે એમ છે, એવી સેંકડો અને હજારો મુખતાઓ (શાળાઓ) શું આખા હિન્દુસ્તાનમાં આપણી સમક્ષ નથી? પરમાર્થી સ્થાપકોના પરોપકારી વસિયતમાંથી એમનામાંથી ઘણીખરીનું ગુજરાન ચાલે છે; અભણતાના અંધકારમાંથી મુસલમાની બાળકો મુક્ત થવા જોઇએ એવી આ સ્થાપકોની ઇચ્છાને માન અપાય એ જોવાની આપણી ફરજ છે. આ પરિષદ્ એક સેવકસેનાની વ્યવસ્થા કરે—હિન્દુસ્તાનના કોઇ મથકમાં કે એકાદ પ્રાન્તના કોઇ મુખ્ય મથકમાં, અથવા તો કોઇ જીલ્લાના એવા મથકમાં કવચિત્ એકઠા થતા લોકોની જ માત્ર સેના નહિ, પણ પોતાના ક્ષેત્રની મુસલમાની વસ્તીની હાજતોનો ધ્યાનપૂર્વક તેમજ ચોક્કસ અભ્યાસ કરે એવા, તથા પોતાની સલાહથી, પોતાના સહકાર્યથી, અને જરૂર જણાય તો ચલવળથી તેમની મુસ્કેલીઓ દૂર કરવામાં તેમને વ્યવહારીક મદદ કર-

વાના પ્રયત્ન કરે એવા, ચોક્કસ ઠેરવેલ શહેરક્ષેત્ર દીઠ બાતમીદારોની અને ગ્રામક્ષેત્ર દીઠ સેવકોની સેનાની વ્યવસ્થા કરે—એ શું જરૂરતું નથી ? આ દેશને ખુણે ખુણે પ્રસરેલા તથા તમારા ખરા પ્રશ્નો બાબત બારોબાર મેળવેલી માહિતી ધરાવનાર, તેમ જે તે પ્રશ્નો હાથે ધરવાને અનુભવ ધરાવનાર, શાંત અને મહેનતુ સેવકોની આવી સેના જ્યાં સુધી તમે નહિ ધરાવો ત્યાં સુધી, તમે જે ઠરાવો પસાર કરો તેની સંખ્યા ભલે ગમે તેટલી હોય, અને સરકારના મગજ ઉપર તમે એ ઠરાવો ભલે ગમે તેવી છટાદાર રીતે ઠસાવો, તો પણ અજ્ઞાન વિરૂદ્ધની તમારી લડતમાં તમે બહુ પ્રગતિ કરી ગણાશે નહિ. આવી સેનાની વ્યવસ્થાને માટે તપસીલના અત્યંત ધ્યાનપૂર્વક તથા અત્યંત ખંતીલા વિસ્તારની જરૂર રહે છે, તેમ છતાં આ પરિષદ્‌ના દરેક પ્રાન્તિક તથા જીલ્લા મંડળે પણ સાથે સાથે એ વ્યવસ્થા હાથમાં લઇ લેવી જોઇએ. આ સેનામાં જેઓ પોતાનાં નામ નોંધાવશે તેમને હું ખાત્રી કરી આપું છું કે, હમણાં જ અને અહીં જ એમને જાથુનો બદલો મળી જશે; કારણ કે, સામાજીક સેવામાં તેમને જે કેળવણી મળશે તે, સુધરાઇના અને પ્રજાકીય જીવનમાં તો શું, પણ ધંધાદારી જીવનમાં પણ અગણ્ય મદદ રૂપ થઇ પડશે. ભવિષ્યનું હિન્દુસ્તાન વાતો કરનારા માટે નથી, કામ કરનારા માટે છે. મેં ઉપર જે કાર્ય પદ્ધતિની છાયા બતાવી છે તેને આધારે મુસલમાનોમાં પ્રાથમિક કેળવણી ફેલાવવા પ્રશ્નનું નિરાકરણ કરવામાં જો આ સેના પોતાની જાતને હોમશે, તો થોડા જ વખતમાં દરેક મુસલમાન બાળક ઓછામાં ઓછી એક ભાષાનું પુરતું જ્ઞાન મેળવી શકશે એમાં મને કંઇ પણ શંકા રહેતી નથી.

## માતૃભાષાની શારદાપીઠો—ઓસમાનિયા શારદાપીઠ.

પરંતુ, ગૃહસ્થો, શિક્ષણના પ્રાથમિક પદમાં માતૃભાષા તરીકે ઉર્દૂની આ સ્થિતિથી તમે શું સંતુષ્ટ રહેવા માગો છો? હિન્દુસ્તાનમાંની કેળવણીના પ્રશ્નો સાથેનો મારો બારોબારનો પરિચય જેમ જેમ વધતો જાય છે, તેમ તેમ મારો નિર્ણય વધારે ને વધારે દૃઢ થતો જાય છે કે, જ્યાં સુધી આપણે કોઇ પણ ભાષાને ઉંચામાં ઉંચી કેળવણીનું, ઉંડામાં ઉંડી મનોભાવનાનું, ઉન્નતમાં ઉન્નત સાધન બનાવવાને શક્તિમાન અને લાયક ગણીએ નહિ, ત્યાં સુધી તે ભાષા આપણા જીવનના કોમળમાં કોમળ સમય સાથે જોડવાને લાયક નથી. આપણી માતૃભાષા તરીકે ગણવાને યોગ્ય નથી, પોતાનું અસ્તિત્વ ચાલૂ રાખવાને ઉચિત નથી. ઉર્દૂ આવી ભાષા છે એમ જ્યાં સુધી તમે નહિ માનો, ઉર્દૂને આવી ભાષા બનાવવા જ્યાં સુધી તમે સમ નહિ ખાઓ ત્યાં સુધી એ ભાષા પોતાનું અસ્તિત્વ ધરાવતી બંધ થશે, અને ખરેખર નાશ પામે એ જ લાગણી ગણાશે. માત્ર ઉર્દૂ માટે જ હું આમ નથી કહેતો, પણ જે મહાન્ પ્રાકૃત અને દ્રાવિડિયન માતૃભાષાઓ આ દેશમાં પોતાના કરોડો પૂજકો હોવાનો દાવો કરે છે, અને જેમને ભવ્ય સાહિત્ય તરીકેનો અવિનાશી વારસો મળેલો છે, તે ભાષાઓ વિષે પણ હું આ પ્રમાણે કહું છું. નામદાર મહારાજા નિઝામ સરકારે ખરેખરી રાષ્ટ્રીય કેળવણીમાં પોતાના પ્રદેશોનાં બધાં અસીમ સાધનો વડે જે મહાન્ અખ્તરાનો અભિષેક કરવા કૃપા કરીને હુકમ કર્યો છે તેને ઉત્સાહપૂર્વક આવકાર આપવા અને ટેકો આપવા, માત્ર આ પરિષદમાં એકઠા થયલા લોકોને જ નહિ, જેમની માતૃભાષા ઉર્દૂ છે તેમને જ માત્ર નહિ, પણ જેમની માતૃભાષા આ બધી ભાષાઓ પૈકી કોઇ પણ એક છે તેમને પણ

હું કહું છું તેનું કારણ આજ છે. હું હૈદ્રાબાદની ઓસમાનિયા શારદા-પીઠનો ઉલ્લેખ કરૂં છું. એમાં અંગ્રેજીનો અભ્યાસ આવશ્યક ગણાશે, પણ તે માત્ર એક ભાષા તરીકે જ. હિન્દુસ્તાનની કોઇ પણ શારદા પીઠનાં ઉંચામાં ઉંચા પદ સુધીના બીજા બધા વિષયોનું શિક્ષણ એમાં ઉર્દુ દ્વારા જ આપશે. જો આ અખ્તરો ફત્તેહમંદ નીવડશે, જો એક તરફથી તે બતાવી આપશે કે અંગ્રેજીનું વ્યવહારિક જ્ઞાન નબળું પડતું નથી, જ્યારે બીજી તરફથી પરદેશી ભાષાના શબ્દોની માત્ર ગોખણપટ્ટી દૂર થઇને વસ્તુઓના જ્ઞાનનું ખરેખરૂં સમીકરણ થશે, તો મારી ખાત્રી છે કે, જે અન્ય ભાષાઓ વિષે મેં ઉલ્લેખ કર્યો છે તેમને વિષે પણ આ અખ્તરો અજમાવવામાં આવશે, અને વિદ્યાર્થીની માનસિક કારકીર્દિના કોઈ પણ પદમાં તેને તેના કેળવણી વિષયક સંપ્રદાયથી કે ઘરસંસારી વાતાવરણથી જુદો ન પાડી નાંખે એવી રાષ્ટ્રીય કેળવણીના પ્રશ્નનું જે નિરાકરણ આપણે શોધીએ છીએ તે જ નિરાકરણ કદાચ એ અખ્તરો આપણને પૂરૂં પાડશે. વળી તમારા પુરૂષોને અને તમારી સ્ત્રીઓને ઉપયોગી થઇ પડે એવો સાહિત્યનો, તત્વજ્ઞાનનો અને વિજ્ઞાનનો કેટલો ભંડાર તમે એકત્ર કરો છો તેનો વિચાર કરો. આપણા પ્રજાસંઘને માત્ર વાંચન, લેખન અને અંકગણિત એ ત્રણ વિષયોનું જ જ્ઞાન આપવું એવો તેમની કેળવણીનો અર્થ નથી થતો એ તો ખરૂં જ છે. તમે તેમને જે માતૃભાષા શીખવો તેમાં દુનિયાના અત્યુત્તમ મગજશક્તિ ધરાવનારા સુપ્રસિદ્ધ ગૃહસ્થોના વિચારોને અને તેમનાં સ્વપ્નોને, તેમની વેદનાને અને તેમનાં પરાક્રમને, જ્યાં સુધી તમે સંભાળપૂર્વક દાખલ નહિ કરો, ત્યાં સુધી મફત અને ફરજીઆત પ્રાથમિક કેળવણી આ ત્રણ વિષયોનું જ્ઞાન જ પૂરૂં પાડશે. માતૃભાષાની શારદા પીઠ સિવાય આ કદી પણ સધાશે નહિ, અને તમારા પુરૂષોના તથા તમારી

સ્ત્રીઓના સંઘને તમારી પાસેથી જે કેળવણી માગવાનો હક્ક છે તે કેળવણી મેળવવાનાં સાધનો તેમને મળશે નહિ.

**જ્ઞાતીય શારદાપીઠો.**

હું તમને એટલું વિનવું છું કે, આ હીલચાલને કે આ જાતની હીલચાલોને કોઇ પણ રીતે વિચ્છિન્ન કરનારી, કે પ્રાન્તિક, કે શાખામાર્ગી ન ગણશો. જે રાષ્ટ્રીય સ્વમાન, અને તમારા કેળવણી વિષયક સંપ્રદાયો માટેની જે પૂજ્યબુદ્ધિ તથા આદરબુદ્ધિ તમારાં કપટી દુશ્મનો નહિ, પણ રાષ્ટ્રીય ઉન્નતિને સબળમાં સબળ ટેકો આપનાર છે. તેમના પ્રથમવર્ગીય સિદ્ધાન્તો ઉપર આ હીલચાલનો કે હીલચાલોનો પાયો રચાયો છે. ઇંગ્લાંડમાં ઉત્પન્ન થયલા જે મોટામાં મોટા રાજકીય તત્વવેત્તાનાં લખાણોના છેલ્લાં કેટલાંક વર્ષોથી આપણી શારદાપીઠોના અભ્યાસક્રમમાંથી થયલા બહિષ્કારને હું કમનસીબ માનું છું, તે વીરનર એડમન્ડ બર્ક શું આમ નથી કહેતા ?:—

"પેટાવિભાગને વશ થવું, સમાજની જે ન્હાની પલટણ પૈકીના આપણે હોઇએ તેને ચ્હાવી, એ પ્રજાસ્નેહનો મૂળ સિદ્ધાન્ત છે. પ્રજા સ્નેહનું, જાણે કે, મૂળતત્વ છે. જે સીડી વડે આપણે આપણા દેશ માટેના, અને માનવજાતિ માટેના પ્રેમ તરફ આગળ વધીએ છીએ તેનું આ પહેલું પગથિયું છે. સામાજીક વ્યવસ્થાના એ ભાગનું હિત, જે લોકોનો એ ભાગ બન્યો હોય, તેમના હાથમાં સોંપાયલી વિશ્વાસિત વસ્તુ છે; અને તેનો દુરૂપયોગ કરવાનું વ્યાજબી ગણનારા જ્યારે માત્ર દુશ્મનો જ નીકળી આવશે ત્યારે પોતાની જાતનો ફાયદો લઇ જવાના ઇરાદાથી તેનું સારું કરનારા માત્ર વિશ્વાસઘાતી જ નીકળી પડશે."

ઇર્ષ્યા અને તિરસ્કાર ઉત્પન્ન કરતા શાખામાર્ગીપણાના ઝેરી ચેપથી જ્યાં સુધી આ હીલચાલોને અલગ રાખવામાં આવશે ત્યાં

સુધી તેઓ આપણા રાષ્ટ્રીય જીવનની પૂર્ણતામાં કારણભૂત નીવડશે. મારે તમને યાદ દેવડાવવાની જરૂર નથી કે આ પરિષદ્‌ની છેક શરૂઆતમાં મુસલમાન શારદાપીઠનો વિચાર કરવામાં આવેલો તેથી મને બ્હીક રહેતી હતી કે, જ્ઞાતિનો અને ધર્મનો જે અત્યંત ગાઢ આગ્રહ આપણી ભૂમિના વિનાશનું કારણ થઇ પડયો છે તે આગ્રહ આથી ભારપૂર્વક કરવામાં આવશે. તેમ છતાં હાલના નવીન ભાવથી મારામાં ઉલ્લાસ સાથે એવો વિશ્વાસ ઉત્પન્ન થયો છે કે, હિન્દુ અને મુસલમાની શારદાપીઠો સામાન્ય સમજુતીના, સહકાર્યના અને સ્નેહના ભાવથી કાર્ય કરશે, ખાસ પોતાની કેળવણીમાં જે કંઇ સર્વોત્તમ હશે તેનો વિકાસ કરવામાં પોતાની જાતને અર્પશે તે છતાં એટલોયે હેતુ હંમેશાં ધ્યાનમાં રાખશે કે હિન્દુ, બૌદ્ધ, ઇરાની, મુસલમાની અને કિરસ્તાની સંસ્કૃતિનું જે સમગ્ર ઋણ આપણી સામાન્ય માતાને ચરણે ધરવાનું છે તે વધારે કિમ્મતી અને વધારે ફળદાયી નીવડે, કે જેથી દુનિયાને મોકલવાનો હિન્દુસ્તાનનો સંદેશો ઉદાર, સામાન્ય, અને સર્વાવશ્યક નીવડે. આ સંસ્થાઓ આવા ભાવથી ચાલશે, તો જ પોતાનું વ્યાજબીપણું સિદ્ધ કરી બતાવી શકશે. જો હિન્દુસ્તાનના મુસલમાનો અશોકની અને ચન્દ્રગુપ્તની મહત્તાથી અંજાવામાં, અથવા અજન્તાના સનાતન ચિત્રકામથી, અને કોતરકામવાળા એલોરાના કીર્તિસ્તંભથી ગર્વિત તથા હર્ષિત થવામાં નિષ્ફળ નીવડે અથવા તો જયદેવનાં અને તુકારામનાં પ્રખ્યાત ગીતોમાંથી નવીન જોમ મેળવવામાં, અથવા શ્રીકૃષ્ણના અને ગૌતમ બુદ્ધના ઉપદેશોમાંથી ઉંડા તથા સંતોષકારક વિચાર માટે વસ્તુ મેળવવામાં નિષ્ફળ નીવડે, તો હિન્દી રાષ્ટ્રીયત્વનું વર્ધન નહિ, પણ મરણ સમજવું. જો હિન્દુસ્તાનના હિન્દુઓ મોગલોનાં અને આદિલશાહીનાં બાંધકામની ખુબીથી, શેર-

શાહ અને અકબર જેવા મહાન્ રાજ્યકર્તાઓનાં રાજકીય પરાક્રમથી, ચાંદ સુલતાના અને નૂરજહાન જેવી ઉમદા મહારાણીઓના ઉત્કૃષ્ટ શૂરવીરપણાથી, મહમ્મૂદ ગવાન અને અબુલ ફઝલ જેવા કર્તવ્ય પરાયણ મુનીમોની ઉદાર રાજનીતિથી, અલ બેરૂની અને ફૈયઝી જેવા વિદ્વાન્ પંડિતોના વિસ્તૃત જ્ઞાનથી, અથવા અમીર ખુશરૂ અને ઘાલીબ જેવા કવિઓના જોમથી, ગર્વ ન પામે તો હિન્દી રાષ્ટ્રીયત્વનું વર્ધન નહિ, પણ મરણ સમજવું. જો મુસલમાનોનાં તેમ જ હિન્દુઓનાં મન, મેયો અને રિપન જેવા ઉમરાવોના, મનરો અને એલ્ફિન્સ્ટન જેવા વહિવટદારોના, ફૉસેટ અને બ્રાઇટ જેવા હિન્દુસ્તાનના મિત્રોના, હેર અને મિલર જેવા પાદરીઓના, ઉચ્ચ અને ઉમદા હેતુથી હલમલી ન ઉઠે, તો તેવો સમય ખરેખર ગમગીન ગણાશે, કારણ કે આ બધા, અને બીજા ઘણા હિન્દુ, મુસલમાન અને કિરસ્તાન સભ્યો હિન્દુસ્તાનને ચાહતા, અને તેને માટે કાર્ય બજાવતા. જ્યારે હિન્દી–સમાજ–સુધારાના પ્રશ્નોમાં મારો નમ્ર ફાળો આપતી વખતે સત્તર વર્ષ અગાઉ મેં, જે પ્રશ્નના નિરાકરણથી બીજા બધા પ્રશ્નોના નિરાકરણ માટેની કુંચી મલી જાય, એવા પ્રથમવર્ગીય પ્રશ્ન તરીકે હિન્દુ–મુસલમાનના સંબંધનો પ્રશ્ન હાથે ધર્યો હતો, ત્યારે જણાવ્યું હતું કે,

" જે ઐક્ય માત્ર ઉપર ચોટિયું જ ન હોય, અથવા જે ઐક્યથી માત્ર હિન્દુને, મુસલમાનને, પારસીને, કિરસ્તાનને એક બીજા તરફ મહેરબાની દર્શાવવા, કે એક પ્રકારની પરોપકારી મધ્યસ્થતા દર્શાવવા, શક્તિમાન કરે તેવા ઐક્યથી નહિ, પણ જે જીવન્ત અને પ્રવૃત્ત ઐક્યથી તેઓ પોતાના સામાન્ય વારસાની ઉન્નતિ અને પ્રગતિ માટે કાર્ય કરતા ભાઇઓ તરીકે એક બીજાને ગણતા થાય, તેવા ઐક્યથી બંધાયલા સઘન અને સંયુક્ત સમુદાય તરીકે આપણા વિ-

શાળ પ્રદેશની વિવિધ જાતિઓનાં તથા પ્રજાઓનાં હૃદયોને સજ્જડ કરવામાં કોઇ પણ હિન્દવાસી પોતાની જાતનો અભિષેક કરે, એના જેવું બીજું વધારે ઉમદા કાર્ય હું કલ્પી શકતો નથી."

## હિન્દુસ્તાનના ઇતિહાસનો નવીન સંપ્રદાય.

આ દેશમાંના સેવકોના દરેક અનુક્રમિક સંઘને પોતાનું પ્રશંસા રૂપી યોગ્ય પ્રતિફળ મળે, અને હિન્દુસ્તાનના ઇતિહાસનો અભ્યાસ હિન્દી રાષ્ટ્રીયત્વની વૃદ્ધિને અટકાવે નહિ, પણ મદદ કરે, એ હેતુથી હિન્દુસ્તાનના ઇતિહાસનો નવેસરથી અભ્યાસ કરીને તે નવેસરથી લખી કાઢવો, એ આ શારદાપીઠનાં મુખ્ય કર્તવ્યો પૈકી એ કર્તવ્ય ગણાશે.

ગૃહસ્થો, "હિન્દુસ્તાનમાં જ્ઞાનનો ઉત્કર્ષ" નામક પુસ્તકમાં તમારા સુપ્રસિદ્ધ ઇતિહાસકારે જે બીનાઓ દાખલ કરી છે તેના જેવી, હિન્દુસ્તાનની કેળવણીના પૂર્વના ઇતિહાસમાં ગૂંથાયલી બીનાઓ આથી તમને છતી થશે. દાખલા તરીકે, પોતાની સાહિત્ય-સંપત્તિથી બંગાળી ભાષા હિન્દુસ્તાનની માતૃભાષાઓમાં આજે આટલું અગ્રસ્થાન ભોગવે છે, તેને માટે તે ભાષા મુસલમાનોને કેટલી આભારી છે, તે તમને છતું થશે. મી. નરેન્દ્રનાથ લૉ લખે છે કેઃ—

"બંગાળાના રાજ્યકર્તાઓના પ્રયત્ન માત્ર મુસલમાની જ્ઞાન વધારવામાં જ સમાઈ રહેલા ન હતા, કારણ કે જે નવીન માર્ગ બંગાળીભાષા બોલનારા લોકોને ખાસ રસિક લાગે છે તે માર્ગે જ્ઞાનને આગળ વધારવા પાછળ પણ તેઓ પોતાની પાલક સંભાળ રાખતા હતા. તેમની ભાષા સાહિત્ય-પદવી સુધી ઉન્નત થઇ તે તેમને પોતાને લીધે નહિ, પણ મુસલમાનોને લીધે, એ કદાચ તેમને વિલક્ષણતા લાગશે. જે વિશાળ હિન્દુ વસ્તી સાથે મુસલમાનો સંસર્ગમાં આવ્યા તેમને મન અત્યંત પ્રિય ખજાનારૂપ ગણાતી સંસ્કૃત ભાષા સાથે

બંગાળી ભાષા જે ગાઢ સંબંધ ધરાવે છે તે સંબંધને લીધે મુસલમાનોને આડકતરી રીતે બંગાળી ભાષામાં રસ પડયો હતો. રામાયણ અને મહાભારત એ બે મહાકાવ્યોએ બંગાળાના મુસલમાન રાજ્યકર્તાઓનું પ્રથમ ધ્યાન ખેંચ્યું હતું, અને તેમના કહેવાથી જ તેમના રહેઠાણની ભાષા બંગાલીમાં એમનાં ભાષાન્તર થયાં હતાં."

"મુસલમાન આગેવાનોના કહેવાથી સંસ્કૃત અને ફારસી પુસ્તકોનાં બંગાળી ભાષામાં થયલાં ભાષાન્તરોના દાખલા જુજ નથી. સંસ્કૃતપ્રિય બ્રાહ્મણો અને હિન્દુરાજાઓ બંગાળી ભાષા તરફ જે ઉન્મત્ત ભાવથી જોતા હતા તે આથી દૂર થવા પામ્યો હતો. હિન્દુ રાજાઓએ મુસલમાન રાજ્યકર્તાઓનું અને આગેવાનોનું અનુકરણ કરીને બંગાળી લેખકોને આશ્રય આપ્યો, અને 'બંગાળી રાજ્યકવિઓ' રાખવા એ એક કુલીન સિરસ્તો થઇ પડયો."

વળી મી. **પી. ચૌધરી** પોતાની બંગાલી સાહિત્યની કથામાં જણાવે છે કેઃ—

"બંગાળી સાહિત્ય તેના મૂળથી પ્રસિદ્ધ છે, અને વિચારમાં તથા આશયમાં ઘણું સાર્વલૌકિક છે તેનું મોટું કારણ એ છે કે, હિન્દુઓનું મગજ ઇસ્લામી મગજ સાથે સંસર્ગ ધરાવે છે."

"ભી કરતે થે હમ ભી હુકમરાની ઇન મસાલીક પર,
મગર વો હુકમરાની જીસકા સિક્કા જાન દિલ પર થા;
તુમહી યે દેખીયે બસ ઇસ દાસતાં કી યાદ હય ઇતની,
કે આલમગીર હિન્દુ કશ થા જાલીમ થા સિતમગર થા."

## મદ્રેસાઓની પુનર્વ્યવસ્થા.

ગૃહસ્થો, બીજા એક કાર્ય તરફ હું તમારૂં ધ્યાન ખેંચવા માગું છું, કારણ કે, મેં સાંભળ્યું છે તે પ્રમાણે, ખાસ કરીને મદ્રેસાઓની

પુનર્વ્યવસ્થાનો પ્રશ્ન આ ઇલાકામાં ખાસ તાકીદનો છે. જે મદ્રેસાઓ, પૌર્વાત્યજ્ઞાનથી મહાપાઠશાળાઓ નિઝામીઆ તરીકે જાણીતી જુની પદ્ધતિ ઉપર હજી સુધી ચાલે છે, તથા જે પૌર્વાત્ય આયુર્વેદની શાળાઓ યુનાની તરીકે જાણીતી જુની પદ્ધતિ ઉપર હજી સુધી ચાલે છે, તેમને માતૃભાષા–શારદા પીઠમાંની કે જ્ઞાતીય શારદા પીઠમાંની પૌર્વાત્ય–જ્ઞાનમંડળી અર્થાત્ વેદાંતમંડળી કદાચ પોતાના તાબામાં અને કબ્જામાં આણે પણ ખરી, હૈદ્રાબાદમાંના મારા અનુભવથી હું જે પંડિતોને અને વૈદોને, સાર્વજનિક હોવાનો દાવો કરે એવા સમાજના ઉપયોગી તેમ જ નિપુણ સભ્યો તરીકે માન આપતાં શીખ્યો છું તેમના પ્રકારના વિદ્વાનો અને વૈદો ઉત્પન્ન કરવામાં આ શાળાઓ કેવી વિશિષ્ટ સેવા બજાવે છે તે અનુભવ્યા પછી, ઉપરોક્ત વેદાંત મંડળી આવી સંસ્થાઓને માન્ય કરીને તેમને વધારે સ્વમાનથી ઉત્સાહિત કરવામાં મદદ કરે, તથા તેમને વિકસિત કરવામાં સહાય કરતાંની સાથે સાથે ખુદ શારદાપીઠને સંપૂર્ણ કેળવણીના પ્રતિનિધિ રૂપ બનાવે. જે લોકો આ મદ્રેસાઓને ફરીથી વ્યવસ્થિત કરવા ઇચ્છતા હોય, તેમને હું આ સંબંધમાં એક સૂચના કરવા માંગું છું. ફરૂલ–ઉલૂમ, નિઝામીઆ મહાપાઠશાળા અને મદ્રેસાઇ ટીલિયા ધરાવનાર હૈદ્રાબાદ જેવા મુસલમાની રાજ્યોના તથા મીસરના અનુભવ કદાચ તેઓને કિમ્મતી માર્ગદર્શનરૂપ થઇ પડશે. એ દેશોની વિદ્યાધિકારી કચેરીઓ તરફથી પ્રસિદ્ધ થતાં, ખાસ કરીને ધાર્મિક અધ્યયનના અભ્યાસક્રમને લગતાં, તથા હું એટલું પણ ઉમેરૂં છું કે, ત્યાંની મહિલાશાળાઓને લગતાં, પુસ્તકો આદિ હિન્દુસ્તાનમાં આપણને–મુસલમાનોને–ઘણાં કિમ્મતી છે એમ હું માનું છું.

## સુલતાનિયા મહાપાઠશાળા.

હવે, ગયા વર્ષ દરમ્યાન મુસલમાનોમાં જે હીલચાલ ઉભી થવા

પામી છે, જે હીલચાલ ઉચ્ચ કેળવણી માટે આત્મભોગી સેવાનો અભિષેક કરતી હોવાથી હું અત્યંત આશાજનક ગણું છું. તે વિષે મારે છેલ્લે છેલ્લે અહીં ઉલ્લેખ કરવો જોઇએ. ગૃહસ્થો, જે ભાવથી ગોખલે કામ કરતા, જે ભાવથી પરાંજપે, શાસ્ત્રી અને દેવધર આજે પણ કામ કરે છે તે ભાવ આપણી કેળવણીની બાબતમાં લાવે એવી કોઇ વ્યવસ્થિત મંડળી મુસલમાનોમાં ઉભી થાય, એ બાબત શું આપણે અનેક વાર ઇચ્છા ધરાવી નથી? સુલતાનિયા મહાપાઠશાળાના એ જ આદર્શોથી ઉલ્લસિત થાય છે એ જાણી મને આનંદ થાય છે. તેઓ જે દાખલો બેસાડવાનો પ્રયત્ન કરે છે તેને આપણી જ્ઞાતિના યુવાન ગૃહસ્થો વધારે ને વધારે સંખ્યામાં અનુસરે, એ જોવાને હું ઇચ્છું છું. આપણે હદપાર સ્વાર્થી જીવન ગાળીએ છીએ; જ્યાં સુધી આપણે પોતાની જાતની દરકાર રાખ્યા શિવાય બીજાઓને માટે જીવશું નહિ, બીજાઓને માટે કામ કરશું નહિ, કેળવણીમાં સેવા કરવી એ આપણા દેશની ઉંચ્ચમાં ઉંચ્ચ અને ઉત્તમોત્તમ સેવા છે એમ જ્યાં સુધી આપણે ખરા દિલથી માનીશું નહિ, જ્યાં સુધી આપણે શિક્ષકને માન આપીશું નહિ, તથા સ્થૂલ સંસ્કૃતિની લક્ષ્મીની જે રેલંછેલ તે શિક્ષક મેળવી શકે તેનાથી નહિ, પણ, પ્રાચીન સમયમાં જેમ બનતું હતું તેમ, તે શિક્ષકની હાજતોના કમીપણાથી તેમ જ તેના જીવનના ઉમદાપણાથી જ્યાં સુધી આપણે તેની કિમ્મત આંકીશું નહિ, ત્યાં સુધી આપણે ખરેખરી પ્રગતિ સાધી શકીશું એવી મને જરા પણ આશા રહેતી નથી. ખાસ કરીને પ્રાથમિક શાળાઓના શિક્ષકોના પગારની અયોગ્યતા બાબત હું દરેક દિશામાં ફરિયાદ થતી સાંભળું છું; જેમને જીવતા રહેવા પુરતી પણ રોજી મળતી નથી એવા આ ગરીબ લોકોની સ્થિતિ માટે હું ઉંડામાં

ઉંડી સહાનુભૂતિ ધરાવતો નથી એવું ક્ષણ વાર પણ ધારશો ના. પણ હું જેને વિષે ભાર દઇને કહેવા માગું છું તે આ છે; આ શિક્ષકોની સ્થિતિ સુધારવી એ અધિકારીવર્ગ કરતાં **તમારા** હાથમાં વધારે રહે છે; અધિકારીવર્ગ તેમને આપી શકે તેના કરતાં **તમે** તેમને વધારે આપી શકો એમ છો, અને તે પણ, જે ચલણ ઉપર અધિકારીવર્ગ નિગ્રહ ન રાખી શકે, પણ **તમે** રાખી શકો એમ છો તે ચલણ દ્વારા. જે લોકોએ કેળવણી આપવાનો પવિત્ર બોજો પોતાને માથે લીધો હોય, તેમને માટે રૂપીઆ, આના અને પાઇ જેવી કિમ્મતના કરતાં લાયકાતની અને માનની કિમ્મતનું વધારે સાત્વિક પ્રમાણ સ્થાપો. આ સેવાને માટે એ પ્રમાણ અસમાન છે; અને એટલું સારૂં છે કે, કેળવણીના વધારે ઉચ્ચ ક્ષેત્રમાંના પોતાના કામ દ્વારા સુલતાનિયા મહાપાઠશાળાના સભ્યો દર મહિને સાત કે આઠ રૂપીઆ કમાનાર છે; છેલ્લા તરફડતા ગ્રામ્ય શિક્ષક સુધીના કેળવણી–ક્ષેત્રના બધા સેવકો માટે સાત્વિક પ્રમાણ સ્થાપવામાં પોતાનો ફાળો આપે છે. તેટલા માટે હું સુલતાનિયા મહાપાઠશાળાને તેમ જ તેના ઉત્સાહી સ્થાપક, યુવાન રાજકુમાર, ઉમદા માતાના લાયકપુત્ર, જમીનદારી હિન્દુસ્તાનમાં જે કંઇ સારૂં અને મહાન્ છે તેની સાથે જેનું નામ જોડાયલું છે એવા ભોપાલની બેગમ નામદાર મહારાણી બીબી સુલતાન જહાનના પુત્ર રાજકુમાર હમિદુલ્લાહ ખાનને સંપૂર્ણ વિજય ઇચ્છું છું, અને પ્રાર્થું છું કે આત્મભોગના એવા જ પાયા ઉપર કેળવણીની સંસ્થાઓ આખા દેશમાં સર્વ સ્થપાય.

### કન્યાકેળવણી.

બાનુઓ અને ગૃહસ્થો, ખાસ કરીને છેક હમણાં જ છેલ્લાં બે ત્રણ વર્ષ દરમ્યાન પ્રથમ હૈદ્રાબાદ કેળવણી પરિષદ્ સમક્ષ, તથા

ગયે વર્ષે દક્ષિણ હિન્દુસ્તાનની મુસલમાન કેળવણી પરિષદ્ સમક્ષ, કેટલાક પ્રશ્નો વિષે મેં મારા વિચારો દર્શાવેલા હોવાથી, જો હું અહીં મુસલમાનોની કેળવણીનું આખું ક્ષેત્ર ખુંદી વળું તો તે મારાથી બની શકે પણ નહિ, અને તમે પણ ધીરજ ધરી શકો નહિ. તેમ છતાં, મારા વિચારો નબળા પડયા છે, અથવા તો જે પ્રશ્નો મેં આજે છેડયા છે તેના કરતાં એ પ્રશ્નોની હું ઓછી ઉપયોગીતા ગણું છું, એવું મારી ચૂપકીથી તમારે જરા પણ સમજવાનું નથી. મારી હંમેશ જેટલી જ દૃઢ ખાત્રી છે કે, કેળવણી જેટલી જ કન્યાઓની કેળવણી જરૂરની છે—અરે, એક કરતાં વધારે અર્થમાં, હું તેને વધારે જરૂરની ગણું છું. કારણ કે તમે જો તમારી કન્યાઓને કેળવી હશે, તો છોકરાઓને શિક્ષિત કરવામાં એકનું એક સૌથી વધારે અસરકાર પગલું તમે ભર્યું ગણાશે. એટલું તો યોગ્ય જ કહેવાયું છે કે, જ્યારે છોકરાની કેળવણી માત્ર તેને જ મદદ રૂપ થઇ પડે છે, ત્યારે કન્યાકેળવણી આખાં કુટુંબને માનસિક, નૈતિક, તેમ જ, હું વધારામાં ઉમેરીશ કે, શારીરિક જીવનના ઉચ્ચતર પદ સુધી ઉંચકી લે છે. ઉર્દુના શિક્ષણની તજવીજના સંબંધમાં મેં અગાઉ જે કંઇ કહ્યું છે તે આ બાબતમાં તેમ જ બીજા દરેક પ્રશ્નની બાબતમાં હું ફરીથી કહી બતાવું છું. જ્યારે એક બાજુથી આપણને ખરી બીના-ઓના ધીર અભ્યાસની જરૂર છે, અમુક મુદત દર્શાવનાર, તેમ જ જે લક્ષ્ય આપણે સાધવા ઇચ્છીએ છીએ તે જેની અંદર સધાય એવા એ મુદતમાંના દરેક વર્ષના સિદ્ધ ક્રમ સૂચવનાર, અમુક સિદ્ધ કાર્યક્રમની આપણને જરૂર છે, ત્યારે બીજી તરફથી આવી ખરી બીનાઓનો અભ્યાસ કરનારા, તેમ જ આ કાર્યક્રમ બરોબર પલાય, શિક્ષકો જોઇતી સંખ્યામાં બ્હાર પડે, જોઇતી સંખ્યામાં કન્યાઓને નિશાળે જવાની ફરજ પડે, નાણાંની જોઇતી સંખ્યા મળી આવે, એ

બધી બાબતો પાછળ ધ્યાન આપનારા, સેવકોની એક સેનાની વ્યવસ્થા કરવાની આપણુને જરૂર છે. હું ધારૂં છું કે નાણાંની બાબતમાં તો અત્યારે પ્રજાનીતિનું એક એવું સિદ્ધ સૂત્ર છે કે, પ્રાથમિક કેળવણીના વિસ્તારમાં નાણાં સંબંધી કોઇ પણ પ્રશ્ન આડો ન આવે એ ધ્યાનમાં રાખવા માટે સરકાર જવાબદાર છે; જો સ્થાનિક ભંડોળ પુરતું ન હોય તો, બની શકે તો સ્થાનિક સાધનોમાંથી, અને નહિ તો પ્રાન્તિક તેમ જ બાદશાહી ભંડોળમાંથી તેમાં ઉમેરણુ કરીને તે ભંડોળ પુરતું બનાવવું જોઇએ. એટલા માટે જે જરૂરનું છે તે એ છે કે, કન્યાઓમાં કેળવણીનો વિસ્તાર કરવા માટે આપણા તરફથી યોગ્ય અને છચોક માગણી થવી જોઇએ, અને એ માગણીને દરેક રીતે પહોંચી વળવાને સરકાર તરફથી યોગ્ય તથા પુરતા ઉપાય લેવાવા જોઇએ.

## પુસ્તકશાળાઓ.

વળી પુસ્તકશાળાઓનો પ્રશ્ન હાથમાં લો. ખાસ કરીને જો પુસ્તકશાળાઓમાં લોકોની માતૃભાષાને લગતાં પુસ્તકો અને વર્તમાનપત્રો હોય, તો આપણી પ્રજામાં ઉચ્ચતર કેળવણીનો ફેલાવો કરવામાં તેઓ જે મોટો ભાગ લે છે તે વિષે મારી પહેલાં જેટલી જ દૃઢ ખાત્રી છે; કારણુ કે આ પુસ્તકશાળાઓ, જે પુરૂષોને તથા સ્ત્રીઓને આપણી પ્રાથમિક શાળાઓએ તેમની માતૃભાષાનું યોગ્ય જ્ઞાન પૂરૂં પાડ્યું હોય છે, પણુ જેમને ગરીબાઇને લીધે કે સામાજીક રૂઢિના દબાણુને લીધે શાળાજીવનના લાભ લેવાની મનાઇ છે. તેમની સ્વશિક્ષક પાઠશાળાઓ, મહાપાઠશાળાઓ અને શારદાપીઠો છે. સંગીન પુસ્તકશાળા પદ્ધતિને-સારી વ્યવસ્થિત પુસ્તકશાળાઓની ઘટ્ટ ગુંથણીને હું આપણા ભાવિ માનસિક વિકાસ માટે આવશ્યક ગણું છું, નિપુણુ શાળાઓની ઘટ્ટ ગુંથણીવાળી સંગીન શાળાપદ્ધતિ માનું છું.

## સ્થાનિક પ્રશ્નો.

કલકત્તાની શારદાપીઠના કારોબારી મંડળમાં તથા અધિકારી-મંડળમાં મુસલમાની હિતોનું યોગ્ય પ્રતિનિધિત્વ; કલકત્તાના જીવનનાં મોહપાશ તેમ જ પ્રલોભ વચ્ચે પોતાની જાતની દરકાર રાખી લેવા છોડી દેવામાં આવેલા અહીંના જ પંદરસેં મુસલમાન વિદ્યાર્થીઓ માટે વસતિગૃહની સગવડની તજવીજ; મુસલમાન પરિસ્થિતિ ધ્યાન-માં લઇને શારદાપીઠના અભ્યાસના જુદા જુદા ક્રમની ફરી તપાસ અને તેમાં ખાસ કરીને ફારસી અને અરબ્બી ભાષાઓનો અભ્યાસ હાલમાં એક સાથે છે તેનાં બે ભાગ પાડીને બે ઇલાયદા અભ્યાસક્રમ તથા જે સંસ્થાઓમાં મોટે ભાગે મુસલમાન વિદ્યાર્થીઓ જાય છે તેમાં આ વિષયોના શિક્ષણ માટે સત્તાથી આવશ્યક ગણાયલી વધા-રાની તજવીજ, આ અને આવા બીજા સ્થાનિક જરૂરિયાતના સંવાલો તમારી સમક્ષ રજુ કરવાનું જે જે ભાષણ કર્તાઓને સોંપ-વામાં આવ્યું છે તે તે ગૃહસ્થો તેમના ઉપર પૂરેપૂરી અને સંતોષ-કારક ચર્ચા કરશે એવી મારી ખાત્રી છે, એટલે હું તે પ્રશ્નો વિષે અહીં કંઇ બોલીશ નહિ. તેમ છતાં, બધી તરફથી સ્વીકારવામાં આવ્યું છે તે પ્રમાણે, પૂર્વ બંગાળાના જે મુસલમાનોના મોટા સમૂ-હની કેળવણી વિષયક વૃદ્ધિ પ્રત્યે લાંબો વખત થયાં બેદરકારી બતા-વવામાં આવતી રહી છે તે સમૂહને ખાસ કરીને મુસલમાન મહા-પાઠ-શાળા દ્વારા તથા અભ્યાસના ઇસ્લામી પક્ષ દ્વારા ઉચ્ચતર કેળવણી માટે અત્યાર સુધીમાં નહિ અપાયલી ઉત્તમોત્તમ તક પૂરી પાડનાર તરીકે ગણાતી ઢાકા શારદાપીઠ વિષે હું અહીં બે બોલ કહેવા માગું છું. નામદાર વાઇસરૉયનું છેક હમણાંનું નિવેદન ધ્યાનમાં લેતાં બેશક આ ધારેલી શારદાપીઠ ચાલુ કરવામાં વધારે વખત નહિ ગુમાવવામાં

આવે. પરંતુ, ગૃહસ્થો, જેમને માટે શારદાપીઠ યોજાઇ છે તેમના યોગ્ય પ્રતિનિધિત્વની ગોઠવણ શારદાપીઠના શિક્ષક મંડળમાં અને કારોબારી મંડળમાં કરવા પાછળ જો ખાસ કાળજી રાખવામાં આવશે નહિ, તો આખરે આ સ્થાપનાના ખુદ હેતુની આહુતિ અપાયલી માલુમ પડશે.

આ બાબતમાં મેં ગયે વર્ષે દક્ષિણ હિન્દુસ્તાનની મુસલમાન કેળવણી પરિષદ્ સમક્ષ જે કહ્યું હતું તે હું અહીં ફરીથી કહી સંભળાવીશ.

"આ ખાસ સૂચનાઓ તરફ ધ્યાન દોરતાં મને આંચકો આવે છે, કારણ કે ખાસ મહેરબાની માટે, અથવા અદેખાં માનઅકરામ માટે ભીખ માગવાની જે રીત આપણા જેવી જ્ઞાતિના સ્વમાનને વિરોધી જણાય છે તે રીત વિરૂદ્ધ હું સખ્ત મત ધરાવું છું. સરકારનાં તથા બ્હેન સમાન અન્ય જ્ઞાતિઓનાં હિત–ખુદ હિન્દુસ્તાનનાં વધુ મોટાં હિત—સાથે મુસલમાનોનો વિકાસ સજ્જડ બંધાયલો છે. એ વાત હું જાણતો હોવાથી જ આ છૂટ વિષે ઉલ્લેખ કરવાનો મેં નિશ્ચય કર્યો છે. આમ છતાં મારી ઇચ્છા એવી છે કે, આ બાબતમાં તેમ જ અન્ય બાબતોમાં મુસલમાનોએ પોતાની જાત ઉપર આધાર રાખવાનો, અને પોતાની જાતને મદદ કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. એટલા માટે, આપણી જ્ઞાતિમાં માધ્યમિક તથા ઉચ્ચ કેળવણી આગળ વધારવા સારૂ પોતાના ઉપર પોતાની મેળે કર નાંખવો એ દુરસ્ત અને સંભવિત છે કે નહિ, તે વિચારી જોવાની હું તમને ભલામણ કરૂં છું. જમીન–મહેસુલ, જકાત–મહેસુલ, ભાગોળ–વેરો, ઘર–વેરો અથવા આવક–વેરો એમાંથી કોઇ દ્વારા મુસલમાનો તરફથી સરકારને જે આવક થાય તે બધી પ્રજાકીય આવક ઉપર સરકાર વધારાનો વેરો નાંખે, એવો ઠરાવ કરવાથી મુસલમાનો પોતાનાં બધાં સાધનોનો ઉપયોગ કરવાના પ્રયત્ન કરવાની પોતાની ઇચ્છાનું વ્યવહારૂ

ખરાપણું સિદ્ધ કરી બતાવશે, અને જો તે અયોગ્ય નીવડે તો તેને બદલે બીજાં સાધનો આપવાની કોઇ પણ વિનતિમાં રહેલો દરિદ્રતાનો દંશ દૂર કરી શકશે. તેમ છતાં, આ ધોરણ ઉપર કોઇ પણ ચોક્કસ સૂચનાઓ થાય તે પહેલાં મહેસુલ વિગેરેના આંકડાઓની તપાસ બેલાશક થશે; પરંતુ હાલ તો મુસલમાનોની કેળવણીના ખાસ પ્રશ્નોને પહોંચી વળવા સારૂ જે ઉપાય મેં સૂચવ્યો છે તેના કરતાં વધારે ફળદાયી ઉપાય મારા મગજમાં આવી શકતો નથી."

## તપાસના નિયોગગણ.

ગૃહસ્થો, જે પ્રશ્નો હાલની તકે હિન્દુસ્તાનમાં બેઠેલા અનેક નિષ્ણાત નિયોગગણનું ધ્યાન ખેંચી રહ્યા છે તેમને વિષે ચર્ચામાં ઉતરવા માટે મને અત્યારે વખત નથી, અને તેમ કરવું એ મને ઠીક પણ લાગે નહિ. આ શહેર ( કલકત્તા ) ની મોટી શારદાપીઠના કામકાજ વિષે તપાસ ચલાવવાને નીમાયલા નિયોગગણમાંના કેટલાક સભ્યો સાથે જે થોડા કલાક ગાળવાની પરવાનગી મને મળી હતી, તેથી મારી ખાત્રી થઇ છે કે, એ સભ્યોની મસલતનાં અંતિમ પરિણામ સ્વીકારી શકાય એવું મને કે તમને લાગે કે ન લાગે, તો પણ અદૃષ્ટ્ય અસરને, અથવા તો શુદ્ધ શાળાવિષયક વિચારો શિવાયના બીજા બધા વિચારોને ગણકાર્યા વિના હિન્દુસ્તાનની માનસિક પ્રગતિને પુષ્ટિ આપવાની સંપૂર્ણ સહૃદય ઇચ્છાના ફળ તરીકે આ પરિણામ આપણી સમક્ષ રજૂ થશે. મારી ખાત્રી છે કે, ડૉ. સૅડલર જેવા વિસ્તૃત સહાનુભૂતિ ધરાવનાર, તથા ઉંડી અને સામાન્ય કેળવણીથી સજ્જ થયલા ગૃહસ્થના પ્રમુખપણા હેઠળ આ નિયોગગણ હિન્દુસ્તાનમાં શારદાપીઠની કેળવણીને લગતા જે અનેક અઘરા પ્રશ્નો આપણી સામે ખડા થાય છે તેમનો પ્રમાણિક ફડચો કરવાનો પ્રયત્ન

કરશે; દાખલા તરીકે, નિયત મહાપાઠશાળાઓ દ્વારા આખા દેશમાં ઉચ્ચ કેળવણી પથરાઇ રહે એ હેતુથી જે લોકો અરસપરસની કુમુલાતથી સ્થપાયલી શારદાપીઠની ઇચ્છા રાખે છે તેમના વિચારોનું નિરાકરણ કેવી રીતે કરવું તે પ્રશ્નનો તથા શારદાપીઠને વિસ્તૃતમાં વિસ્તૃત જ્ઞાનના તથા ગહન શોધખોળના વાતાવરણથી ભરેલી તેમ જ સાધનથી સજ્જ થયલી જોવાની ઇચ્છા ધરાવનારા અદ્વૈતવાદી પ્રકારના હિમાયતીઓના તથા ખંતીલી કેળવણીના આગેવાનોના વિચારોનું સમાધાન કેવી રીતે કરવું તે પ્રશ્નનો પણ આ નિયોગગણુ નિવેડો આણશે એવી મારી ખાત્રી છે. આ પ્રશ્નનો મને જે એક નિવેડો સૂઝી આવે છે, અને જે હું તમારી આગળ સાદર કરવા માગુ છું. તે એ છે કે મારા વખતમાં મુંબાઇમાં જેમ હતું તે મુજબ બી. એ. ના વર્ગનો અભ્યાસક્રમ ઘટાડીને ત્રણ વર્ષનો કરવો, અને એ ધોરણ સુધીના અભ્યાસક્રમવાળી મહાપાઠશાળાઓને નિયત થવા દેવી, પણ એમ. એ. માટેનો અદ્વૈતવાદી આદર્શ ફરજીઆત કરવો; પ્રજાકીય નોકરીની ઉચ્ચતર નોકરીમાં દાખલ થવા માટે બી. એ. ની નહિ પણ એમ. એ. ની ઓછામાં ઓછી લાયકાત ગણવાથી, બી. એ. ને તથા એમ. એ. ને લગતું આખું દષ્ટિબિન્દુ સાથે સાથે બદલાઇ જશે. બીજી બધી બાબતો માફક આ બાબતમાં પણ એટલું યાદ રાખજો કે, આપણી કેળવણી વિષયક સંસ્થાઓ જે સ્થિતિમાં મૂકાય, તે સ્થિતિ આખરે તો ક્ષણિક જ રહેવાની; ભવિષ્યની બદલાયલી પરિસ્થિતિને અનુરૂપ થવા માટે આ સ્થિતિ ખાત્રીથી બદલાશે જ. જે અંતિમ હેતુથી આ સંસ્થાઓ સ્થાપવામાં આવી છે તે જો આપણે ધ્યાનમાં રાખીશું, તો મારી ખાત્રી છે કે અંતમાં કોઇ પણ મુસ્કેલી દુસ્તર નીવડશે નહિ.

ગૃહસ્થો, વેપારી અને ઔદ્યોગિક કેળવણીની બાબતમાં, મારી ખાત્રી છે કે, હિન્દુસ્તાનની સેવાની ભૂતકાળની સાહેદ ધરાવનાર **સર થૉમસ હૉલેન્ડ** જેવા અમલદારનું પ્રમુખપદ ધરાવનાર, તથા **સર દોરાબ તાતાનાં, સર રાજેન્દ્રનાથ મુકરજીનાં** અને **સર ફ્રાજલભાઇ કરીમભાઇનાં** મહાન્ પરાક્રમ જેમણે કર્યાં હોય એવા હિન્દી ઔદ્યોગિક સરદારોને પોતાના સભાસદો તરીકે મેળવનાર, નિયોગગણુ સ્પષ્ટ રીતે બતાવી આપશે કે, મુંબાઇમાં અપાયલી સાક્ષી ઉપરથી જણાય છે તે પ્રમાણે દવાખાનાની જરૂરી ચીજો, તથા ચામડાંની તેમજ તંબુની વસ્તુઓ પૂરી પાડવા વિષે જે વસ્તુસ્થિતિ અસ્તિત્વ ધરાવતી હતી તેના જેવી વસ્તુસ્થિતિ જ્યાં સુધી આપણે આ દેશમાંથી હંમેશાને માટે અશક્ય નહિ બનાવી દઇએ, ત્યાં સુધી આપણા વેપારના અને ઉદ્યોગના વિકાસ સાધવામાં આપણી વેપારી તથા ઔદ્યોગિક કેળવણી આપણને મદદગાર થઇ પડશે નહિ; પણ માત્ર કારકુનોનો તથા મજુરોનો બીજો વર્ગ ઉભો કરશે.

" લડાઇના શોરબકોરમાં કાયદાઓ ચુપચુપ રહે છે." પણ, ગૃહસ્થો, રાજ્ય કરતી પ્રજાને જે ઉમદા કાયદા હાથે ધરવાનો હક્ક રહ્યો છે તે કાયદાઓ, પોતાના વિશ્વાસુ પ્રતિનિધિ દ્વારા, દાખલ કરવાનું બ્રિટિશ પ્રજાએ આ જગયુદ્ધ દરમ્યાન નક્કી કર્યું છે, તે બ્રિટિશ સુલેહનું મોટામાં મોટું ઋણ છે. પોતાની અધિન પ્રજાને હક્કમાં, લાયકીમાં, જવાબદારીમાં તેમજ સત્તામાં અંતે પોતાની સમાન કરવી, એ હેતુથી એ પ્રજાને સ્વાતંત્ર્યનો ખાસ હક્ક બક્ષવાનું તેમણે નક્કી કર્યું છે. આ સૈકાની શરૂઆતના વર્ષમાં મેં જે આશા દર્શાવી હતી કે, " આપણે સ્વમાની પુરૂષો અને સ્ત્રીઓ બનીશું, તથા બ્રિટનનાં બીજા દરજ્જાનાં રાજ્યોનાં અન્ય સ્વરાજ્ય ભોગી અંગોની અડોઅડ સ્થાન લેવા માટે આપણો દેશ નિમંત્રણ મેળવવા લાયક નીવડશે" તે આશા આથીજ ફળીભૂત થશે.

મી. મૉન્ટેગ્યુએ આ ઉમદા કર્ત્તવ્ય માટે પોતાની જાતનો અભિષેક કર્યો છે; અને મને જરા પણ શંકા રહેતી નથી કે, આ આશાને થોડા વખતમાં ફળીભૂત કરે એવા પાયા ઉપર હિન્દી રાજ્યબંધારણને મૂકવા માટે લૉર્ડ મોર્લીના શિષ્યની રાજ્યનીતિમાં કલ્પનાની અને હિંમતની કંઇ પણ કચાશ રહેશે નહિ. કેળવણીના આગેવાનો, તેમજ રાજનીતિ તો એક સરખી રીતે આ રાષ્ટ્રમંત્રીના પ્રેષણમાં રસ લે છે, કારણકે, બધા લોકો સ્વીકારે છે તે પ્રમાણે, કેળવણીની ખરી પદ્ધતિ વિના બધું રાજકીય પુનર્બંધન પોલું ગણાય, અને ઉદાર રાજ્યબંધારણ વિના કેળવણીની કોઇ પણ ખરી પદ્ધતિ સ્થાપી શકાય નહિ.

## કેળવણીની તરવાર.

એક જુનું અંગ્રેજી ગીત આપણને જણાવે છે કે, એક રાહગીર મુસાફર ભૂલો પડી જવાથી, એક જાદુઇ ખંડમાં આવી ચડયો. પૂરેપૂરાં હથિયારથી સજ્જ થયલા યોદ્ધાઓ એ ખંડમાં સ્થિર સુઇ રહ્યા હતા. દરેક યોદ્ધાની પાસે તેનો લડાઇનો ઘોડો સ્થિર ઉભો રહ્યો હતો. આધે એક તરવાર અને એક રણશિંગડું પડયાં હતાં, અને આ નવીન આવેલ માણસને કહેવામાં આવ્યું કે, ‘ આ જાદુવશ લશ્કરની સરદારી સ્વીકારવી એ તમારી પસંદગીની વાત છે. ’ તેણે રણશિંગડું ઉંચક્યું, અને જોરથી ફુંક્યું, તે ઉપરથી યોદ્ધાઓ અને તેમના ઘોડાઓ વંટોળીઆમાં અદૃશ્ય થઇ ગયા, અને આ ભવિષ્યનો સરદાર સામાન્ય જીવનમાં પાછો ધકેલાઈ ગયો, હવામાં તેની પાછળ નીચેના શબ્દો પ્રયાણ કરી ગયાઃ—

" રણશિંગડું ફુંકતાં પહેલાં ખેંચી નવ તલવારને,
ધિક્કાર શત શત વાર એવા જન્મી બ્હીક ધરનારને ! "

જ્યાં સુધી કોઇ પણ માણસે પહેલાં તલવાર ખેંચી ન હોય,

અને તે વડે પોતાના માથાનું રક્ષણ કેવી રીતે કરવું એ જ્યાં સુધી તે જાણતો ન હોય, ત્યાં સુધી રણશિંગડું ફુંકીને લડાઇની નિશાની જાહેર કરવાનો તેને અધિકાર નથી. જ્યાં સુધી કોઇ પણ માણસે લડાઇમાં ભાગ લેવાને પૂરેપૂરી તૈયારી ન કરી હોય, ત્યાં સુધી તેને લડાઇ જાહેર કરવાનો અધિકાર નથી. જ્યાં સુધી કોઇ પણ માણસ આવશ્યક ભોગ આપવાને તૈયાર ન હોય, ત્યાં સુધી તેને જીવનની લડતમાં ભાગ લેવાનો અધિકાર નથી. આપણે લડાઇના મેદાનમાં ઝંપલાવ્યું છે; તો ઝપાઝપીને માટે આપણે પૂરેપૂરા સજ્જ છીએ કે કેમ તે વિષે આપણે ખાત્રી કરી લેવી. આપણા દેશભાઇઓ સાથે ખંભોખંભ કુચ કરવાને માટે આપણને બોલાવવામાં આવે તે પહેલાં તૈયારી કરી લેવાને માટે આપણને બહુ જ થોડો વખત રહ્યો છે. જે વખતે આપણને બોલાવવામાં આવશે તે વખતે આપણી હિન્દ-માતાને પ્રજાઓના સૌજન્યની સમાન સ્થિતિએ ઉંચકી લેવામાં આપણા ઉપર આવી પડતો બોજો ખેંચવા માટે જો આપણે તૈયાર નહિ હોઇએ, તો આપણને ઘણું શરમાવા જેવું થશે. પણ એકલું એક શસ્ત્ર નજદીક છે, અને હવામાં અવાજ થઇ રહ્યો છે કે, "રણશિંગડું ફુંકતાં પહેલાં તરવાર ખેંચો." એ તરવાર કેળવણીની તરવાર છે. એને માટે બીજા બધાનો ભોગ આપવો, કે જેથી આપણા દેશમાંથી અજ્ઞાન અને અભણતા રૂપી રાક્ષસ હંમેશને માટે નાબૂદ થઇ જાય, અને ભૂતકાળના મહાન્ પરાક્રમ ભર્યા સૈકાઓના વારસદાર તેમ જ ભવિષ્યના સૈકાઓમાંનો હજી વધારે મહાન્ પરાક્રમોની શક્તિના વારસદાર મહાન્ લોકો તરીકે આપણા પુરૂષો અને આપણી સ્ત્રીઓ આ પૃથ્વી ઉપર ગર્વ ધરાવીને ફરે!